# वल्लभ पदमाळा.

मनुष्यना कल्याणार्थे उपदेशी सारां

सारां रागनां पदो विगेरे

बनावनार

व्यास वल्लभराम सुरजराम

छपावी प्रसिद्ध करनार

वल्लभरामना शिष्य.

व्यास रविशंकर भुगनजी.

**अमदावादमध्ये**

आडीआयो सारंगपुर तळीआनी पोळ-

मां लल्लुभाई केवळरामना शिळा

प्रेसमां छपाव्यो.

संवत १९४२

सने १८८५

किंमत [illegible] आना.

# વલ્લભ પદમાળા

૨૮૫૮ ભાગ પેહેલો



*બનાવનાર*

**વ્યાસ. વલ્લભરામ સુરજરામ**

છાપાવી પ્રસીદ્ધ કરનાર

**વ્યાસ. રવીશંકર મુળજી**





**અમદાવાદ**

" વિજયવાંચ્છીત પ્રેસમાં " વ્યાસ.
વલ્લભરામ સુરજરામે છાપ્યું*

**સને ૧૮૮૬ સંવત ૧૯૪૨**

**કીંમત આઠ આના**

સુચના:*

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

અમદાવાદ- રાયપુર પખાલીની પોળમાં વ્યાસ વલ્લભરામ સુરજરામ પાસેથી.

અમદાવાદ- રાયપુર મકેરીવાડામાં વ્યાસ રવીશંકર મુળજી પાસેથી.

ડાકોર તથા અમદાવાદમાં બુકસેલરોની દુકાનેથી મળશે.



## અનુક્રમણીકા*

# વલ્લભ પદમાળા

## પદ ૧

### નાટકની સ્તૂતીનો રાગ

માગું સદા હું તારૂં ધ્યાન. ઓ પ્રભુજી, માગું સદા હું તારૂં ધ્યાન
ટેક
કુમતી કાપો ને, સુમતી આપો રે, ઘટમાં પ્રકાસો સુભગ્નાન. ઓ૦ ૧
મોહ ઘરબારનો. ટાળો સંસારનો રે; આપો ભકતી રસપાન. ઓ૦ ૨
પડ્યો જંજાળમાં, આકળી કાળમાંરે; ભુલી ગયો ભગવાન. ઓ૦ ૩
સગાના સાથમાંને, ઢેવારી વાતમાંરે; ભમતાં ખોયું મુળભાન. ઓ૦ ૪
ખુબ ખત્તા ખાઉ, પુઠે પસ્તાઉરે; પણ નથી વળતી જરાસાન. ઓ૦ ૫
માતતાત ભ્રાત ભારજા, આઉકાર દેછેરે; તેમતેમ વ્યાપેછે તાન. ઓ૦ ૬
છોડવો તે તાંનથી, રાખો સુભસાનથીરે; અંતે નથાઉ હેરાન. ઓ૦ ૭
અવીદ્યાથીકાઢી, જ્ઞાન પમાડીરે; દયો આપ સર્ણે મ્હેર બાન. ઓ૦ ૮
વ્યાસ દાસને મળી, અઢળક ઢળીનેરે; અચળ દો જીવતદાન. ઓ૦ ૯

## પદ ૨

### રાગ ઉપર પ્રમાણે

તમે છો સાચા માબાપ, ઓ પ્રભુજી; તમે છો સાચા માબાપ. ટેક
જુઠી છે માયાને, જુઠાં છે જાયાંરે; જુઠા સંસારના સંતાપ. ઓ૦ ૧
મ્હો મદે ચડીયાને, રંગે રડવડીયારે; તેજન્મ મરણના ઉતાપ ઓ૦ ૨
વૈભોગ વ્યાધી તે, અતી ઉપાધીરે; કરી કર્યાં કોટી પાપ. ઓ૦ ૩
ભટકાયાભોગમાંને, રખડ્યા રંગરોગમાંરે; જંપી જપ્યાનહીંજાપ. ઓ. ૪
જવાનીના જોરમાંને, તરછટ તોરમાંરે; ભજતાં ખાત્રીભુલથાપ. ઓ૦ ૫
વ્યાસવલભ વદે, પાતક ટાળીનેરે; સરણે લ્યો સેવકને આપ. ઓ૦ ૬

## પદ ૩

રાગ ઉપર પ્રમાણે

લ્યો હું સેવકની સંભાળ, ઓ કૃપાનીધી;લ્યો હું શેવકની સંભાળ. ટેક

પરમાનંદ પ્રભુ, વીશ્વના સ્વામીરે;દીનના તારણ છો દયાળ.ઓ૦૧
આપથી અળગો,થઇ પડયો છું રે; વીંટૈ વળ્યો છે જંજાળ. ઓ૦ ૨
ન ધ્યાન ધરતોને, પેટજ ભરતોરે; ઘરમાં ઘુંચાયો ગોપાળ.ઓ૦ ૩
હુંમતા મમતા મારી, ન છુટે નાથજીરે;તો પણ તમારો બ:ળ.ઓ૦ ૪
માયા ન મુકે કેડો, નાવે નવેડો રે; છેડો ન પામુ વીસાળ.ઓ૦ ૫
મ્હોલોભ કામ ક્રોધ,વ્હાલાંથૈ વળગ્યાંરે;પણુને ઠ્હેરીવીકરાળ.ઓ૦૬
તે થકી છોડવોને,સત્યચીત જોડવોરે;હું રેપાઅમ્મરના પ્રતીપાળ.ઓ૦૭
ધ્યો જ્ઞાન ગુણની, વીદ્યાવીવેકનીરે;બેઠોછું તમારી નિશાળ.ઓ૦ ૮
વ્યાસ વલભ વદે,સરણે લ્યો સમજીરે; કુટાઇમુઓ બહુ કાળ.ઓ૦૯

---

## પદ ૪

રાગ ઉપર પ્રમાણે

લાગીએ પ્રેમથકી પાય, ઓ પ્રભુજી; લાગીએ પ્રેમથકી પાય. ટેક

મનુશ વર્ગનો.આ દેહ દીધોરે; તે બદલો ના વળાય. ઓ૦ ૧
ગોબરા ગર્ભથી.તમે ઉગાર્યોરે; તે પાડ કેમ ભુલાય. ઓ૦ ૨
વીધ વીધ વીવેક.વૈભોગ આપ્યારે;તે કેમ વીસરજન થાય. ઓ૦ ૩
ક્ષુધા પીપાષા સૌની. પુરી પાડોછોરે; તે ગુણ ગાયાન ગવાય.ઓ૦૪
ભક્તના તારણ. દુષ્ટ સંહારણરે; છો જગદાતા જગરાય. ઓ૦ ૫
કીત કુંજરને પણ. તમે પોસોછોરે; કરતા સુમારગીને સ્હાય.ઓ૦૬
તમે છો માતાને. તમે છો પીતારે;તમોને અરપી છે કાય. ઓ૦ ૭
વિશ્વપતી અતી. મતી દયો સારીરે; માગીએ સુભ સેવાય.ઓ૦ ૮

જમ કીંકરનો. ભય ભાગો નાથજીરે; લક્ષ ચોરાસી વહી જાય.એ૦ ૯
સુભ સેવકને. સરણેલ્યો શામજીરે; વ્યાસ વલ્લભ ગુણ ગાય.એ૦ ૧૦

—૦—

## પદ ૫

### રાગ ઉપરનો

દયા કરોને દાતાર. ઓ પ્રભુજી, દયા કરોને દાતાર. ટેક
ઓ અવીનાશી. અલકવાશીરે; જક્ત પ્રકાશી ઓમકાર. એ૦ ૧
સર્વે શાખાના. મુળ રૂપ સ્વામીરે; સત્ય સંગી પ્રાણઆધાર. એ૦ ૨
નીરાકાર રૂપે પ્રભુ. સાકર રૂપેરે; આઇ કરૂં નમસ્કાર. એ૦ ૩
અખંડાનંદી. નરહરી ન્યારારે; મુમુક્ષુ મોક્ષ કરનાર. એ૦ ૪
દ્રષ્ટા સરવના. સ્થીત સ્થાનકથીરે; સુક્ષ્મ સ્વરૂપે તદાકાર.એ૦ ૫
સૌ સુભ સેવકો, સદા સમરીનેરે; પાડીએ પ્રેમે પોકાર.એ૦ ૬
તમે નહીંસાંભળોતો,કોણ સાંભળશેરે;અરજ કંગાલની અપાર.એ૦ ૭
સંસારનું ફળ,ના માગુ નાથજીરે; મુક્તી માગું મોરાર. એ૦ ૮
લક્ષ ચોરાસીનો, ફેરો મટાડોરે; હવે ન પામુ અવતાર. એ૦ ૯
અમે અજ્ઞાની જીવ, મુંઢમતીનારે, ગુણ ગેએ વણ વિચાર.એ૦ ૧૦
ભાગ્યબળેને, મોક્ષ મળેરે; ટળે ઉપાધી હજાર. એ૦ ૧૧
એવી આશાથી, આ પંથ સાહ્યોરે; કરૂણા કારક કિરતાર. એ૦ ૧૨
મોક્ષ પદનું મુળ, આત્રહરિ છેરે; તે જાણ્યું વેદ આધાર. એ૦ ૧૩
જેમ સમુદ્ર જળ, વરસે શ્રષ્ટિમાંરે; પાછુ તેમાં સમે સાર. એ૦ ૧૪
તે તુલ્ય મારો, સમાસ કરજોરે; વ્હાલેશ્વરી વિશ્વાધાર. એ૦ ૧૫
દીનતાથી વ્યાસ, વલ્લભ કહેછેરે; વીનવીને વારંવાર. એ૦ ૧૬

## પદ ૬

નાટકની ગજલનો રાગ.

પઢ્યોલખ્યા પઢ્યો સંદે, મન મુજમાં;
પુછું ફેર શો, શ્વાનને તુજમાં. ૧
જોઈયા જેવી ક્ષુધા, પીપાશા તને;
તેવી છે ક્ષુધા, પીપાશા શ્વાનને. ૨
નીદ્રા ભય સુસ્તી, ક્રોડા જેટલી;
રહી શ્વાનમાં, તુજમાં તેટલી. ૩
નથી ફેર કાંઇ, તુને શ્વાનમાં;
બરોબર વ્હેવાર,ના જ્ઞાનમાં. ૪
તેથી શ્વાન સરખો, ગણું તુજને;
હોએ ફેર તેતું, કહે મુજને. ૫

સ્વાલ

અહ્યા સુણ બોધી, કહું છું તને;
ત્રણો ફેર નહીં, એક પુછ મને. ૬

જવાબ

વિના પુછ તેથી, શો ફેર રહ્યો;
નહીં પુછ તેટલો, ઓછો થયો. ૭

સ્વાલ

જુવો શ્વાનથી, સર્ષ કહું છું ખરૂં;
રળી ખાવાને, સર્વ ઠામે ફરૂં. ૮

જવાબ

અહ્યા તેમાંને તુ, શું જાદે કરે;
તુથી શ્વાનતે, બહુ ઠામે ફરે. ૯

સ્વાલ

મજુરી કરી હું, બાંધુ ધામને,
છૈયાં છોકરાં, રાખવા કામને. ૧૦

જવાબ

બાંધે ધાંમ તેથી, શું ગર્વ ધરે;
બચ્ચાં રાખવા, શ્વાન બોડયો કરે. ૧૧

સ્વાલ

સુણો શ્વાનથી, ફેર તે આચરૂં;
રળી લાવીને, દ્રવ્ય સંગ્રે કરૂં. ૧૨

જવાબ

કરેતું તેવુંછે, એના કુળમાં;
જોજે શ્વાન લાવી, ઢાંકે ધુળમાં ૧૩

સ્વાલ

જુવો ફેર છે વાત, તે ભાળવું;
રાખી ચિત્ત ધર, છોકરાં જાળવું. ૧૪

જવાબ

તેવું શ્વાન, જાળવવાને વસે;
આવે શ્વાન બીજું, તો વઢવા ધસે. ૧૫

સ્વાલ

અહો માહારાજા, હું થાકયો સણી
નથી સ્વાલ રહું ચુપ, માંથુ ખણી. ૧૬

જવાબ

કયારે ફેર ભાવે, ભજે તું હરી;
કરે પુન્ય તો,મુનષ્યા દે ખરી. ૧૭
હોયે જ્ઞાન બ્રહ્મનું, અનુભવી;

ત્યારે તુજને, માંનીએ માન્યવી. ૧૮
હોયે ધ્યાન દાનને, જ્ઞાન અતી;
વદે વ્યાસ તે વણુ; ફેર નથી. ૧૯



## પદ ૨

રામ ઉપરનો

રટોજી રટોજી, રટો રામને; ઢાંકી ઘર ધંધો, ગ્રહો નામને;
થવાનો વ્હાલો તું, તેથી શામને; માયા મોહ મીથ્યા,મુકો કામને. ૧

સ્વાલ

મુકુ કાંમને રામ, નામે રમુ; કરૂં ભકતીને, ભજનોમાં ભમું;
સમાગમ સારૂં, સહુંને નમું; માગે પેટ તે કયાંથી, લાવી જમું. ૨

જવાબ

અલ્યા જમવા, દુખડું તેં ધર્યું,જાણ્યા વણુ એવાકય, શું નીસર્યું;
થયો ત્યારેકાર્યે, કીધું તેં કર્યું, કર્ણ વણુ પય પ્રભુએ, ભર્યું. ૩

સવાલ

કહ્યું પ્રતીવાદી, કહ્યુંતે ખરૂં, ખાવા મળશે, કામ મેલું પરૂં;
પડે તાપ ટાઢયો, તેનાથી મરૂં, વીના વસ્ત્ર માટે, હું હામો કરૂં. ૪

જવાબ

વદુ વાદી વાદીથી, કામો કર્યાં, ધર્યો જન્મ તેવાં, કહો કયાં રળ્યાં;
મીથ્યા મ્હોમાયામાં,માબાપોમળ્યાં, દોહા દયાં બાળોતીયાં વસ્રોમ
ળ્યાં. ૫

સવાલ

કદી કાળ કાયા, બને કાયલી, હોયે કષ્ટ તેહ થાય. સેવા ભલી;
પડૂં મંચકે તે ,પીડા કેટલી, રહે સોસના, કામની એટલી. ૬

જવાબ

કરે સોસનાતૂં, સેવાની ખરી, વીના દ્રવ્ય માયે, જો પ્હેલી કરી;
તેવાં મેળવે કરનારાં હરી, ખુટી દોરી તો કોણ કરે પરી. ૭

સવાલ

વીના દ્રવ્ય સેવા, થશે તે ખરૂં; ભરાયે સુસ્તી, ડગ કયાંથી ભરૂં;
સગા સાથ વ્હાલાં, વીના શું કરૂં, ન પાયેકો પાણી. તે વામા વરૂં.૮

જવાબ

જારે જા લુંડા શું, ભુલી જાય છે, સુકા કાષ્ટમાં, જીવ જો થાયછે
તેને કોણ લાવી, પાણી પાય છે, તેવું પાશે તું શીદ, સોસાય છે.૯

સુણી સ્વાલીબેઠો,તે માંથુ ખણી,અતી જ્ઞાનીએ,નીરવ્રતી ભણી;
રહે રીદ્ધીસીદ્ધી, ગોવીંદે ધણી, દીધા દાંત દે, ચાવણું તે ધણી ૧૦
મળે અંન વસ્ત્રો, સહુ જીવને, પશુ પક્ષી ઉધ્યમ, શો તે કને;
નથી સાંચતાને, મળે સર્વને, કહે તું મનુષને, શુ ન બને. ૧૧
રળ્યુ મળ્યું રહે, ઠામે ઠામનું, ત્યારે તું રળેછે તે, શા કામનું;
વદે વ્યાસ નાંણું, રળો રામનું, તેથી સુખ મોક્ષ, મળે ધામનું. ૧૨



## પદ ૩

રાગ ઉપરનો

ભજોજી ભજોજી, ભજો શ્રી હરી, નહીં આવે આ, મુનશાદે ફરી;
જવાનો માયા, મોહમાં તું મરી, માટે જોઇને ડગલાં દે ડરી. ૧
કહી મ્હારૂં મ્હારૂં, મરેછે મથી, સગું સાથ, પ્રભુ વિના કો નથી;
જવાંની જો જો, તાંમાં રહેશે જતી,ચેતીને પ્હેલેથી,કરીલે ગતી. ૨
રતી મતી નથી, હરી નામની, ધરી સુભ કાયા, તે શા કામની;

લઘુતા થઇ છે, અતી દામની, ભુંડા ભોળવે છે, તૂને ભામની. ૩
ખરો નર ન, ભોળવાયે કદી, માયા માનનીને, રહે શું બદી;
નરી નીર નર્ક, તણી એ નદી, સુની સર્મતી, વળી વેદે વદી. ૪
દીસે છે ઉઘાડું, જુઓ દલ્લમાં, સુણે શીખ સુદ્ધી, ભુલે પલ્લમાં;
પડયો છે ઘુંટાવા, ખોટા પલ્લમાં, નદીસે રહયું તેલ, જો તલ્લમાં. ૫
દીધી દેહ તેનીશું, ચોરી કરે, ભર્યું પય પેહેલું, જો વીશ્વંભરે;
ગણી ગુણને, ઘડી ધ્યાન ધરે, વદે વ્યાસ વલ્લભ, તો તું તરે. ૬

## પદ ૪

રાગ ઉપરનો

ભજોજી ભજોજી, ભજો બ્રમને, કરી છે કરૂણા, ઘણી તમને;
રચી રચનાતે, તારા દમને, માનો પાડ, પ્રભુ તણા સ્રમને. ૧
કર્યો દુર લક્ષ, ચોરાશી થકી, દીધો મુનશા દેહ, છેલ્લો નકી;
રહે રીતી નીતીથી, તું તો ટકી, રખે છત છોરાંમાં, જાતો છકી. ૨
રળ્યો કોણ જેણે, રળી વાવર્યું, ખોયું કોણ જેણે, ભંડારે ભર્યું.
જીવ્યો કોણ જે, ધણીધ્યાન ધર્યું, મુઓ કોણ, માયામાં ચીત ઠર્યું. ૩
જમ્યો કોણ, પોષ્યા હરી ભકતને, રહી ભુખ રહેવારી, આશકતને
ભમ્યો કોણ મ્હેકાયો, જુઠા જગતને, બેઠો કોણ ઝાલ્યું, હરી તખ્તને. ૪
સુતો કોણ નીરા, વ્રતી જેહછે, ઉભો કોણ પરા, વ્રતી તેહ છે;
નીચો કોણ કર્મ, નીચાં એહછે, જાંણ્યો જે હરીતે, ઉંચો દેહ છે. ૫
જુઠો કોણ જે, જુઠી જાળે પડયો, સાંચો કોણ જે, સત્યપંથે ચડયો;
અરી કોણ, ભકત જનોને નડયો, કહો દેવ પરદુઃખ, લેવા અડયો. ૬
તર્યો કોણ તાર્યો, જેતમામને, ડુબ્યો કોણ લઝ્ઝ, થયો કામને;
જીત્યો જે જાણ્યું, મુળના ધામને, હાર્યો જે ગ્રહ્યો, માયાના ઠામને. ૭
રહ્યો વાંઝીયો, વીરને જાણ્યો નહીં, વધ્યો વૈરા જે, ગુણ ગાએ મહી;

ચતુરાઇ ચેતો, આ જે જે કહી,વદે વ્યાસ વલ્લભ, જ્ઞાને ગ્રહી. ૮



પદ ૧

ગીરધારીરે વાત કહું છું વિચારો. એ રાગ

એ જીવડારે, કરણી તેં તારી બગાડી;શીદ માયામાં માયા લગાડી·

ટેક

દેખી વિશ્વનેરે, થયો વ્હેવારમાં અગાડી; કામક્રોધ લોભમાં મનમાંડી

ઝુલ

મોહ વધાર્યો દાડી દાડીરે, કરી જડ જેવી મત જાડીરે,

તેથી વેઠીશરે, નરક ખાણની ખાડી. શીદ માયામાં૦ ૧

તું જોનેરે, કયાં જનમ્યો તો પછાડી; આંહી બીજી કરી તેં માડી,

તે માડીરે. મુકીને આવ્યો અનાડી, તેવી આમા નાંખીશ કાહાડી

ઝુલ.

તેમ જવાનો સઘળું છાંડી રે, માહારૂં માહારૂં કરેછે ગતી ગાંડી રે;

જૈશ છોડીને રે, વીત વનીતા વસ્તી વાડી. સીદ માયામાં ૨

તૂ જાણુછ રે, મુકી જાશું પીંડ પાડી, તેમ છતાં તેં પ્રીત બઝાડી.

તે પ્રીતથી રે, કીધી ચુગલી ચાડી, અલ્પ સુખથી નજર થૈ આડી.

ઝુલ

આડી નજરે, સુંમતી નશાડીરે, પાછો સમજી માયા દે ઊડાડી રે;

વદે વલ્લભરે, જો તારી આંખ્યો ઊઘાડી, સીદ માયામાં૦ ૩



પદ ૨

રાગ ઉપરનો

એ મનવા રે, યાદ કહું એક મ્હારૂં;કેમ ચીત ચમકેછે તારૂં· ટેક

પડે લપટાઇ રે, સમજીને સુખ સારૂં; પણ જાણજે પુરણ નઠારૂં;

ઝુલ

ઘણી વેળા, દેઇ શીખ થાકયો રે; પણ પાપી પાંખડી ન પાકયો રે,
તારૂં કાળજું રે, થયું કુટીલ કાળ છારૂં. કેમ ચીત ૧
તું તો ઘડીમાં રે, ડાહાપણ વીવેક વધારૂં; પાછુ પાંચ પળમાં અંધારૂ
ખરી વાતમાં રે, લાગે તને ખાટુ ખારૂં; ઘણું વળગ્યુ લલુતાનું લ્હારૂં.

ઝુલ

તે તો છુટસે નહીં કોઇ વેળારે, ત્યારે કયારે થશું બ્રમ ભેળારે
ભેળા થાવારે, જોતુ તેને ન સંભારૂ. કેમચીત૦ ૨
આતો લક્ષમીરે, સીદ તૂં તારી ધારૂં; પીંડ પોતાનો કેમ વિચારૂ,
જાણી આપનુંરે, જીવ રાખે મહી જ્યારૂ; પણ આ પદ તુથી ન્યારૂં.

ઝુલ.

માટે જેનુંછે તેને દે અરપીરે, શાને પરનો માલીક થયો કચરપીરે.
જ્ઞાની કેહેશેરે' હૈયુ અઘોર હત્યારૂં. કેમ ચીત૦ ૩
જેનો આધારરે, તેને તું સીદ વિસારૂ; ગુણ ચોર ન રહે નાઠા બ્હારૂ.
હવે સમજીજારે, કેટલી વાર પોકારૂં. કેવું વગાડું ઢોલ નગારૂ.

ઝુલ.

સ્થીતી પામીને થા એક ચીતેરે, તને ભમવાની ટેવ પડી નીત્યેરે.
વદે વલ્લભરે, વારીવારી ને શું વારૂં. કેમચીત૦ ૪



## પદ ૩

### રાગ ઉપરનો

પાપી પ્રાણીરે, આજીને ગા ગીરધારી; ટળે લક્ષ ચોરાશી તારી ટેક
ગાયા વિનારે, સદા રહીશ વિકારી, તને જમદા નાંખશે મારી.

ઝુલ

તું તો વૈભોગમાં ભમ્યો ભારીરે, તને પર પ્રેમદા લાગી પ્યારીરે;
મુકી દેનેરે, કટેવ કુડી નઠારી. ટળે લક્ષ૦ ૧
દેજે ડગલાંરે, દુનિયામાં જોઈવિચારી, તારો જન્મતું નાંખ્ય સુધારી
આતો માયારે મોહ ભરેલ વિકારી; તારી ચરબી નાંખશે ઉતારી

ઝુલ

તેથી લપટાતો નહીં સુખ ધારીરે; સુખ ધાર્યે થશે દુઃખ ભારીરે;
માટે સમજીરે. છાંડય વામા વિભીચારી. ટળે લક્ષ૦ ૨
નારી જેવીરે,લક્ષમી લલચાવનારી;તેમાં જીવ,ન રાખીશ જારી,
તેતો શીખવેરે,કઠોર કરમ કુટારી;પછી નહી રહે નાઠા બારી.

ઝુલ

માટે માન્યની માયાતજી સારીરે;મન મુકીને ગા મોરારીરે.
વ્યાસ વલ્લભરે,કહેછે ખોલી ખુંખારી. ટળે લક્ષ૦ ૩

---

## પદ ૪

રાગ ઉપરનો

ગાંડાજીવડારે,લેતું ગોવીદ ગુણગાઈ;ખરે ખરી કરી લે કમાઈ. ટેક
એ કમાણીરે, સાથે આવશે ભાઈ; બીજી રહેશે આંહીની હાંઈ;

ઝુલ

આતો મ્હો માયા સ્વપ્નાની છાંઈરે,જાગે ત્યારે નમળે સુખ કાંઈરે;
એવી જાણજેરે, સંસાર સુખની સગાઈ. ખરેખરી૦ ૧
સગો શ્રી હરીરે, મીથ્યાછે ભગનીને ભાઈ;માતતાત ભાણેજ ભોજાઈ;
છૈયાં છોકરરે, જુવંતીને જમાઈ, મામા માસીને વડીઆઈ;

ઝુલ

સહુ સ્વારથી મરદને બાઈરે,કહે મ્હારો વ્હાલો તે ઠગાઈ રે;
રળે ખપેરે,ત્યાં સુધી કરે વડાઈ. ખરેખરી૦ ૨

વણુ ઉધ્યમેરે, વ્હાલાં વધારે નરસાઇ; દ્રવ્ય વિના ન કરે સરસાઇ
અનૂભવથીરે, સહુ જાશે પરખાઇ; જરા જાતો નહીં હરખાઇ;
ઝુલ
ભુંડા ભવમાં શું મરે ભટકાઇરે; શાંને લંપટ, રહે લપટાઇરે;
તારી મુકી દેરે, લફંગા લુંડ લુચ્ચાઇ. ખરેખરી૦ ૩
રાખી ઠગપણુંરે, મોઢેથી પીરસસે મીઠાઇ; કુટ થયો માયામાં કુટાઇ;
પણ જમડારે, સોસશે શીર કેસ સાઇ; ત્યારે વ્હાલાં જશે વીખરાઇ;
ઝુલ
જૈશ ખાસડાં ખોટનાં ખાઇરે, નહીં ચાલે જમપુરમાં જુક્તાઇરે;
ત્યારે મરીશરે, મનમાં માહા પસ્તાઇ. ખરેખરી૦ ૪
તારી કુકતીરે, જોઇ દે શીક્ષા સવાઇ; નાંખે લક્ષ ચોરાશી માંઇ;
તેથી જાદેરે, કર્મ કર્યાં તેં કસાઇ; ઘણાં પ્રાણીને નાંખ્યાં ફસાઇ;
ઝુલ
કરી હરી જનપર, અદેખાઇરે, પાપી પુન્યમાં, આડી જીભ વ્હાઇરે;
નીંદયા ભુંડીનેરે, ભલાની કીધી ભવાઇ. ખરેખરી૦ ૫
ઘણે ઢોંગેરે, જગત ધુત્યું ધાઇ; જનેતાની કુખ કવાઇ;
તારે જનમ્યેરે, માડી તારી વગોવાઇ; કેઇ રંડાએ રાબડી પાઇ;
ઝુલ
મેલી અધર્મ, કરી ન નવાઇરે; પડયો માયાના ચ્રાવમાં ચ્રવાઇ;
તેં તો અન્યનીરે, ભમાવી નાંખી ભકતાઇ. ખરેખરી૦ ૬
વીત વેંપારરે, કરતાં કરી ચતુરાઇ; થયો ધરમ ક્યાને અન્યાઇ;
માળા ઝાલતાંરે, મુઢ મુવો તું સરમાઇ; જતા દરશન કાચા કરમાઇ
ઝુલ
ધારી સર્વે ધરમમાં ધુતાઇરે; તારી સુધ બૂધ ભુંડી ભરમાઇરે;
રહ્યો કઠીણરે, કદી ન આવી નરમાઇ. ખરેખરી૦ ૭
થોડું તે ઘણુંરે, માનીને મેલ મુરખાઇ; જૈશ પાપને ડુંગરે દબાઇ;

આટલા દનરે, ભુલ્યો તો ચીંતા નાઇ; ક્યાંન ધરે જશે ધોવાઇ;

ઝુલ

પડે જુઠું તો હરીની દવાઇરે; વદે વલભ, સુભ સુખ ન્હાઇરે;
સ્વાદ ચાખી જોરે; એક વેળા તું ધરાઈ. ખરેખરી૦ ૮

---

પદ ૧

નંદના કુંઅર નાનકડા તું એ રાગ

ભવ ભુંડામાં ભટકવું મેલી, ભાવે ભજો ભાઈ રામ. ટેક
જંજાળમાં જીવ જાદે તું ઝુલ્યો, કીધું કોટી દીન કામ; હવેથી ભાવે૦ ૧
તસ્બીર તારી તું તો જાણે જે, રહેશે આમને આમ;
પણ તારો ટેક તોરો તુ રાખેતે, તૂટી જશેરે તમામ; હવેથી૦ ૨
રળીને નાંખવા નાંણું ન્હોતૂ તે, લીધું નારાયણ નામ;
પેટ પાપી માટે પ્રદેશ પોહોંચ્યો, ધુમ્યો ગુમાર તું ગામ; હવેથી૦ ૩
તજો નીંદયા નર નારીને નાતની, ન રાખો હેણી હામ;
આ શીખ અત્યારે હૈયે ન આવે, હરામ ખોર હજામ; હવેથી ૪
ભયથી ભગવત ભકતી ન ભુલે, તો પણ વૈકુંઠ ઠામ;
સંસારે સ્વારથનો સગો થાયતો, દેશે ડાહ્યા તને ડાંમ; હવેથી ૫
રંગમા રમવા રેહેવા રળીને, બંધાવ્યા ધોરી ધામ;
છોકરાં છોકરીની છતે છાકયો, ઘર ગોરીના ગુલામ; હવેથી ૬
જીવ જીભેથી જગદીશ જપો, તેમાં શા દુલે દામ;
વલ્લભ વારીને વિનંતી કરે; સમરો સુંદીર શામ; હવેથી ૭

---

પદ ૨

રાગ ઉપરનો

સમજ જીવ થા શાંણો સંતોશી, સમરી લે શ્રી હરી; ટેક

મ્હેપારને વનીતા વીત મ્હાલું, કુડે પડયો તેકરી; હવેથી સમરી૦ ૧
પરાયા પ્રાણને પીડતો પોતે, એવો તૂં ઊઠયો અરી;
જર જોરને જોડની ટેકરીતે, ગરરરર જાશે ગરી; હવેથી૦ ૨
અતી આત્માથી ઉત્પાત કીધો,વાકય વાંકાં ઓચરી;
પાકું પ્રમાણીક પણું બતાવી,છેતરી દેતો છરી; હવેથી૦ ૩
પોશાક પેરવાના પ્યારા લાગે, જુગતે જણુસ જરી;
ડાલો ઠોઠ તુ ઠોકાઇ મુઓ, ઠામ ન બેઠો ઠરી; હવેથી૦ ૪
જીભની જુકતાઇ જીવને જોબન, ઝરરર જાસે ઝરી;
કાયદો કપરો કૃષ્ણનો માટે, દે ડગલાં તૂં ડરી; હવેથી૦ ૫
નર હરી નાણ્યા નહીં નાદાર, તે નબળાઇ નરી;
પ્રપંચ પોટલા પેટથી બાંધ્યા, કર પાપ પ્રીત પરી; હવેથી૦ ૬
મ્હારૂં મ્હારૂં કરી મુરખ મરેષ, ભંડાર ભારે ભરી;
તામસ ટીશી ટણી ટેક તોફાન, ઝટ જશે નીસરી; હવેથી૦ ૭
લટકયો લ્હાવો લેવાની લાલચે, મંદ મતી નુબરી;
ત્રીકમ સાથે તું તાળી રાખે તો,જક્ષ્ય જીવ તરી; હવેથી૦ ૮
ફોગટ ફાંફાનાં ફંદનો ફેરો, જો તૂં ફસાતો ફરી;
ધોવાઇ ધોળો થઇ ધ્રડ ધામે, ધાતુ ધ્યાન ધરી; હવેથી૦ ૯
કહ્યું માને નહીં મંદમતી મુઢ, માયામાં મથે મરી;
વૈકુંઠ વાશી વાત વલ્લભની, ખર ન ગણે ખરી હવેથી૦ ૧૦



## પદ ૩

### રાગ ઉપરનો

સાંભળે શીખેને સંગ કરે પણ, નાવે મુરખને જ્ઞાન ટેક
ગોડલામાં ગરધવ બાંધે ખર, નથાય અશ્વ સમાન; કદી કાળ નાવે૦ ૧
ખાડ ખોદી ધુળ ઢાંકી દે તો પણ, વાંકડા પુંછનું શ્વાન;

કોટીક ઔષધી કર્યા કરે તોહયે, ન સુધરે પ્રધવાન; કદી કાળ૦ ૨
ભાગી ભુકો કરી ભીંજાવે જળમાં, નવ્ય ભીંજે પાષાણ;
પુરી દે પાંજરે શુકની સાથે, વાયશન વદે વાંણ; કદી કાળ૦ ૩
કાંબળે બીંબૂ કદી નવ બેસે, રંગ ન લાગે કો દાંન;
ધાવતાને પકવાન ધરો પણ, નવ્ય મુકે પય પાન; કદી કાળ૦ ૪
સુણતાનો સંગ બ્હેરો કરે કદી, બ્હેરો ન સાંભળે કાન;
વિદ્રાનની જોડે મુગો ફરે પણ, મુગો ન થાય વિદ્દાન. કદી કાળ૦ ૫
સુરાનો સંગ કાહ્યર કરે તેથી, નવ્ય બને સુરવાન;
વ્યાશ કે સંતનો સંગ કરે પણ, નડોરને શી સાન, કદી કાળ૦ ૬

---

## પદ ૪

### રાગ ઉપરનો

જીવ જુવો જગમાં ઝીણું ઝાંખી, શો છે સગામાં સાર; ટેક
ગરજી ઘરનાં અર્થનાં ઘેલાં, વાંચી વદુ વિસ્તાર; અલ્યા આ શો૦ ૧
લક્ષ્મી લાવ્યા લગી લાગો સારા, દે માન્યને આદિકાર;
કદાપી કાંઇ પેદા ન કર્યું તો, ગણે ગાંડો ગુમાર; અલ્યા આ૦ ૨
ભાઈ ભાંખી ભોળવી ભરમાવે, વીતથી વારમવાર;
અવસર એક ઓછું હાથ આવેતો, કેશે રમ્યો કાંઇ જાર; અલ્યાઆ૦૩
આવ્યા લાવ્યા તો ભલા ભાઇ ભાવ્યા, દુઃખે દાઝે દન ચાર;
જર વિના જરા જુવે ન સામું, કેશે કે જા ઘરબ્હાર; અલ્યા આ૦ ૪
માતા તો મર્મથી મીઠું મનાવે, તું થૈશ પૈસાદાર;
અમારે એમાંનું અર્થનું નથી, ખરૂં કહ્યામાં શો ખાર; અલ્યા આ૦ ૫
એમ મા બાપો મથી મરે માયામાં, ભરાવવા ભંડાર;
પણ તે જીવ જરા ન જાણે કે, છે હરી ધાર્યું થનાર; અલ્યા આ૦ ૬
સ્વારથનું સરવે સગુ સાથી, શંમરી લે કીરતાર

વલ્લભ વ્હારીવારી જીવ વારે, તારૂં નથી તલ ભાર; અક્યા આ૦ ૭

પદ ૫

રાગ ઉપરનો

જીવ ઝીણી શીખ સાંભળે છે પણ, ઘડીમાં ભુલી જૈશ; ટેક
બોધથી બૂદ્ધીએ નિશ્ચે કર્યો હાલ, ગોવીંદના ગુણ ગૈશ; ઘેલાજીવ૦ ૧
મન તારૂં મહીથી એમ કેછેકે, હવે હરી લાવ લૈશ;
આસાર શુણીને ધ્રડ કીધો કે, શુભ કામે જીભ વૈશ; ઘેલાજીવ૦૨
વૈરાગ વાણી વિચારીને પલકે, ધામ ધંધામાં ધૈશ;
બાળ બચ્ચાં ઘર ગોરીથી પાછો, ગાંડો ગધેડો થૈશ; ઘેલાજીવ૦ ૩
હાલ તારૂં ચીત્ત ચોટયું છે માટે, તૂં પીશ હુંજે પૈશ;
જરા ઝપાટો માયાનો અડયોકે, તૂરત ફંદે ફસૈશ; ઘેલાજીવ૦૪
મછની જાળ સરીખો આ સંસાર, તેમાંતું ખત્તા ખૈશ;
હીસાબ જમરાય માગસે તારો, ત્યા શી જુબાની દૈશ; ઘેલા૦૫
કેહે વ્યાસ તૂં તનનો તાપ ટાળવા, કડવા વેણ હું કૈશ;
હુકમ હોદ્દો નથી હાથ માટે, બોલીને બેશી રૈશ; ઘેલાજીવ૦ ૬

પદ ૧

નટવર સુંનેડો. એ રાગ

વળગાડી આ જંજાળ. મને કોણે, વળગાડી આ જંજાળ; ટેક
સુખ દુઃખમાં. નહોતો સમજતો,જ્યારે હતો નાનું બાળ; મને૦ ૧
ઘરબારે મારો, જીવ ધુચાયો, લઉ સગાની સંભાળ; મને૦ ૨
માંન્ય મહતાને. છૈયાંરે છોકર, રળવું લાગ્યું રશાળ મને૦ ૩
પેટ પાપીથી. પડપંચ કરતો, દુર મુકીને દયાળ મને૦ ૪
ગરજી થઇને. ગાંઠતો નાણું, ન ગવાયા ગોપાળ; મને૦ ૫

અણસમજણમાં. સૌસારૂં લાગ્યું, હવે પડી છે ફાળ; મનેં૦ ૮
મોહમાં પુરવના. કરમેજ નાંખ્યો, તેમાં કોને દેઉ આળ; મને૦ ૯
સંસારનો આ. સીંધુ છે ખારો, તેમાં શી તરવાની ડાળ; મને૦૧૦
વદે વલભ જીવ. સમજીનું જારે, એક દીન આવશે કાળ; મને૦ ૧૧



## પદ ૨

રાગ ઉપરનો

જંજાળમાં તું પડયો, મારા જીવ, જંજાળમાં તું પડયો; ટેક
અળગાથતાં હજે. ઉલટ ન આવે, ખરે ખરો ઘાટ ઘડયો; મારા૦ ૧
નીત્ય નવે નવા. રંગ દેખીને, રહું છું અડયોને અડયો; મારા૦ ૨
વગર દોરડે. દોર્યો છે તુજને, તે ને તે પંથે ચડયો; મારા૦ ૩
વણ નાથ્યે નાથ્ય. નારીનો વ્હાલી, છટકે ન તેવો છડયો; મારા૦ ૪
વિશ્વ રૂપી લોહ. વજરની વીંટી, તેમાં તું મણી મઢયો; મારા૦ ૫
વણ પાટાનો. પાટોરે બાંધ્યો, તે શત્રુ કોણ નડયો; મારા૦ ૬
ભકિત કરીને. મુકિત ન પામ્યો, શાંડ સંસારે સડયો; મારા૦ ૭
પોતાનું જાણી. પાતક બાંધ્યું, રોવાને રડ વડયો; મારા૦ ૮
વદે વલભ જીવ. ઝુલતો રૈસરે, સુભ રસ્તો ન જડયો; મારા૦ ૯



## પદ ૩

રાગ ઉપરનો.

કેમ તુ ગોવીંદ નહી ગાય, ગાંડા જીવ કેમ તુ ગોવીદ નહી ગાય; ટેક
રૂપાળો રૂપાળો, રંગ કરી ફરતો, જુકતીથી જાળવી કાય; ગાંડા૦ ૧
ગળ્યું તીખુંને, ખાટુરે ખારૂં, સ્વાદે સ્વાદે શું ખાય; ગાંડા૦
પણુતે સ્વાદ તો, નાદ ઊતારે જર જુવતી ને મ્હાય; ગાંડા૦

મારૂં કહી મુઢ,મું મત બાંધે, સૌને કરડવા ધાય; ગાંડા૦ ૪
પોતાનું પણ,સાથે ન આવે, કરતું તારો ન્યાય; ગાંડા૦ ૫
હાલ તૂં હૈનું,સું ધારી બેસે, પણ શો અંતે ઉપાય; ગાંડા૦ ૬
શીખ દેઉતો, મશ્કરી માને, મદ મચ્છર નવ માય; ગાંડા૦૭
ભક્તિ મુકીને,ભુંકે તું નીંઘા,પુન્યે આડી જીભ વ્હાય; ગાંડા૦૮
તૂ સાંચે પણ,કોઇક ખાશે, તારે શી લાગી લ્હાય; ગાંડા૦ ૯
સમજ સમજ લ્યા,સારૂ રે કહુ છું, કુડે કલ્યાણ ન થાય; ગાંડા૦ ૧૦
તુ જાણે મારે,સાથ સહોદર, અંતે કરે ન કો સાહય; ગાંડા૦ ૧૧
વદે વલ્લભ જીવ,જગદીશ જપરે, અમુલ્ય અવસર જાય; ગાંડા૦ ૧૨



## પદ ૪

રાગ ઉપરનો.

સમરી લેને કીરતાર,ઓ જીવડા, સમરી લેને કીરતાર ટેક
ફાટયોરે ફાટયો. શીદફરે છે, પંચ વીષયને પ્યાર; ઓ જીવડા૦ ૧
હૂં ને મારૂ કહી,મીથ્યા મરે છે, તારૂ નહી તલ ભાર; ઓ જીવડા૦ ૨
જનમ્યે તૂ ઠાલો,મરણે તૂ ઠાલો, સાથે ન બાંધે લગાર; ઓ૦૩
કર માયા અળગી શું રહો વળગી, છોડ દુર દેહ વિકાર; ઓ૦૪
નવરા રેનાગાં,મેહેલ તુ આઘા, અપ લક્ષણો હજાર; ઓ૦ ૫
જુઠી છે માયા,જુઠાછે જાયાં,જુઠાં છે જર ઘર બાર; ઓ૦ ૬
મીથ્યારે માતા,મીથ્યારે પીતા, મીથ્યા ભાઇ બંધ યાર; ઓ૦ ૭
મીથ્યાછે ભ્રાતને,મીથ્યાછે ભગની,મી થ્યાછે ઘરની નાર; ઓ૦ ૮
તુજાણે છોરાં. થાસે શું ખાશે, કરી આપું, કાંઈ આધાર; ઓ૦ ૯
એમ શુભ સમજી,કુટૈ મરેરે, તેનો તું દેવાદાર; ઓ૦ ૧૦
તૂ જાણે માયા,કેમ કરૂ અળગી, છે દુનીઆનો માર; ઓ૦ ૧૧
પણ સ્વાસ સુધી,શોષ રહેરે, ત્યારે કયારે પામે પાર; ઓ૦ ૧૨

છોટા મોટા પણ મુકી ગયાને, ભોગવ્યા નહી ભંડાર; ઓ૦૧૫
હાથે ન ખરચ્યું,પેટે ન ખાધું, કુતરે કરડયા કોઠાર; ઓ૦ ૧૩
છો લોક નંદે,માયાને ફંદે;તેનો ન રાખ્ય વિચાર; ઓ૦ ૧૪
ભક્ત જાણે નોહ્ય,દુર દુનિયાથી, રટ મનમાં મોરાર; ઓ૦ ૧૬
ચેત ચેતરે ઝટપટ જીવડા, શાને કરેછે વાર; ઓ૦ ૧૭
વલભ કહે રહે. અળગોને વળગ્યો, શું કરશે સંસાર; ઓ૦ ૧૮

---

## પદ ૫

### રાગ ઉપરનો

પુરણ બ્રમ ભણો, ઓ પ્રાણીયા,પુરણ બ્રમ ભણો; ટેક
અખંડાનંદ,એક અલક છે, બીજા તે,બીબ ગણો; ઓ પ્રાણીયા૦ ૧
વાંસાની વલુર,કદીએ ન મટે, ઊદર સીદ ખણો; ઓ૦ ૨
શાખા સીચેથી,મુળ ન ભીજે, જળ ઘટ રેડો ઘણો; ઓ૦ ૩
સરપડસ્યા વણ,જીવ ન જાએ, શું થાય કરડયે કણો, ઓ૦ ૪
ઝાકળ જળથી. તરશ ન છીપે, ન્હાય તે તરૂં લણો, ઓ૦ ૫
પ્રતક્ષ પ્રમાંણ,દરસવું હોયતો; વપુના વિકાર હણો; ઓ૦ ૬
વલ્લભનું વેણ,નવ્ય માનોતે, વેદને પાસ્ત્ર સણો; ઓ ૭

---

## પદ ૧

### રામ નામરૂપી રત્ન એક સાચું એ રાગ

રટો રામકૃષ્ણ રામકૃષ્ણ પ્રાણી;
તેનાવીના અવર મીથ્યાવાંણી વાણી કે ભજો પ્રાણી. ટેક
ભજ્યા વીના સૌ જન્મ વ્યર્થ જાશે;
જોજે આજ કાલમાં કાળ ખાશે; ત્યારે જમ દુતનું જોર થાશે;

માટે રામ, ભજનામ, તજ કામ, રાખી હામ, સુંદીર શામ, ગુણ ગ્રામ, શુખ ધામ, અવર ઠામ, ધુળધાણી ધાણી કે ભજો પ્રાણી. ૧

હરી વીના છે બીજા કડાકુટા;
કાયા માયા ને જાયા સહુ જુઠા; મૃગ જળ જેવાં જેવા ધુમ્ર મુઠા;
માટે છોડ, દોડા દોડ, માથા ફોડ, મેલી હોડ, ધરી કોડ,
શ્રી રણછોડ, કર જોડ, નાવે ખોડ, તન તોડ,
ઉલટ આણી આણી કે ભજો પ્રાણી. ૨

ભકતી વિનાના જીવ પશુ જેવા;
આવી પાપના ડુંગર કર્યા દેવા; ખાશે ખાસડાં તે જમડાનાં કેવાં
સુકાં ખાય, દુઃખ થાય, તે ચુંથાય, બહુ તણાય, જીવ જાય,
ત્રાય ત્રાય, હાય હાય, ના ખમાય, પડે પાય, ન છુટાય, બહુ કુટાય,
વ્યાસ ગાય, ગુણ જાણી જાણી કે ભજો પ્રાણી. ૩

## પદ ૨

### રાગ ઉપરનો

મેલ લાજ, શ્રી માહારાજ, સરણ થાતાં,
ભલે કુથલીકરે કોગુણ. ગાતાં ગાતાં કે સરણ થાતાં.

મુકી લાજ, શ્રી માહારાજ ગાયા જેણે;
તારી પ્હેડી ઇકોતેર એણે; રાખ્યું મ્હેતા નરશીનું નામ તેણે;
તેવા જન, નહીં અન, ન સદન, વસી વન, હરીજન, રાત દન,
જુગજીવન, મેલી મન, તોડી તન, મ્હા મથન, લઇ ભજન,
મોક્ષ જાતાં જાતાં કે શરણ થાતાં. ૧

ધરે ધ્યાન શ્રી હરીનું ધાઇ ધાઇ;
લાગી શામ સંગ સાચી સગાઇ, તેવી સુંદરી સકળ મીરાં બાઇ;
એ પ્રમાણ, સતી જાણ, શુ વીખાણ, વહુવાણ, સારંગ પ્રાણ,

વિશ્વ ભાણુ; એજ લ્હાણુ, છે કલ્યાણુ, રામ બાંણુ, થા વેચાણુ
પ્રેમ આણુ, સુખ માણુ, નામ ગાતાં ગાતાં કે શરણુ થાતાં. ૨
જેહ નરનારી હરી નામ લેશે,
સાચા ભકતપણુ પુંઠે જશ દેસે, વદે વ્યાસ કીરતી તેની રેહેશે;
તે સંભાળ, છે દયાળ, તૂં નીહાળ, પ્રતીપાળ, મટે કાળ, આજંજાળ,
ગટ માળ, નામ વાળ્ય, ખુલે ભાળ, મ્હા વીકાળ, દુઃખ ટાળ,
ગા ગોપાળ, ધંધે ધાતાં ધાતાં કે શરણુ થાતાં. ૩



## પદ ૩

### રાગ ઉપરનો

જીવરાજ રાખ્ય, ભક્તી શીર સાટે;
ધર્યો દેહ આ ભજનને માટે માટે, કે શીર સાટે.
ભજ્યાવીના, ચતુરાઇ ચુલે;
કરે ભકતીતો, દેહ નવ્ય દુલે; ભાગ્યશાળી ભજન નહીં ભુલે;
ભકતીકર, ના વીસર, વિશ્વંભર, જે ઇસ્વર, શ્રેષ્ટ નર, ધ્યાન ધર,
બળ્યુ ઘર, દુઃખી દર, પર હર; તૂં નીસર, જુઠું જર, તે વિસર,
શીદ ફાટે ફાટે કે શીર સાટે. ૧
કરે કુથલીકો તેથી નવ્ય બીવું;
હરી રૂપી અમ્રીત, પ્રેમે પીવું; રાખે ટેકતો તું ધન્ય તારૂં જીવ્યું;
મુકી લાંજ, "કર" કાજ, આજ આજ, પડે સાંજ, શ્રી માહારાજ,
તારણુ ઝાઝ, તેને બાઝ, દે અવાજ, ઘણો ગાજ, પાપ પાજ, જીવરાજ
દેઇ દાઝ, ભાઇ ભાજ, પુરપાટે પાટે કે શીર સાટે. ૨
અલ્યા આવી અમુલ્યઘડી તારી;
મળી માનવીની દેહ સ્રેટ સારી; માટે ધ્યાન ધર્યેસુખ ધામ ધારી;
માયા જુઠ, મેલી ઉઠ, છોડી પુંઠ; માંથા કુટ, રંગે રૂઠ,

અલ્યા ઉંટ, હૈયા ફુટ, નામે ત્રુઠ, લાવો લુંટ, એ અખુટ,
ઝુંટ હાટે હાટે કે શીર સાટે. ૩
રાખ્ય નીમ, નરહરી નામ લેવા;
કરે સર્વે સ્રષ્ટી તારી સારી સેવા; રામ ભકતીએ પુજાય કપી કેવા;
તેવી રીત, રાખી પ્રીત, ચોડય ચીત, રૂડી રીત, ધરી હીત,
નીત નીત, એજ વીત, માહા આદીત, ત્રુઆતીત, ભજી જીત,
સૌ પલીત, ગાય ગીત, વ્યાસ ધાટે વાટે કે શીર સાટે. ૪



## પદ ૪

### રાગ ઉપરનો

પામી જ્ઞાન બ્રમને ભજો ભાઇ;
સંત પુરશનો સમાગમ સાઇ સાઇ, કેભજોભાઇ. ટેક
મુળ રૂપ બ્રમ અવર છે ડાળી;
ડાળી સીંચે શ્યું પુષ્પ પામે માળી; માટે જળસીંચ મુળને નીહાળી
મુળ રૂપ, બ્રમ લુપ, જ્ઞાન કુપ, આક્ય રૂપ, સદા ચુપ, સુસ્વરૂપ,
લે તે ગાઈ ગાઇ કે ભજો ભાઇ. ૧
પરમપદ પરમેશ્વર સાચો;
મોક્ષ ધામ નહી ઠામ એહ કાચો; મુળ મોક્ષ માગનાર એને જાચો;
ગુણ જ્ઞાન, એ ભગવાન, સત્ય માન્ય, રાખ્ય સાન, ખોલ કાન,
ધર ધ્યાન, નીત્ય ધાઈ ધાઇ, કે ભજો ભાઇ, ૨
ખરૂ કાઢ્યા વીના ન ખરૂ થાયે;
જેજે જીવની જ્યાં જ્યાં મતી જાએ; તેતે પ્રાણી ત્યાં ત્યાં સ્થ ભાયે
તે તપાસ, મુક્યઆશ, ચારે પાસ, રેવીસ્વાસ, થાતુંદાસ, લે અભ્યાસ
કરીકયાસ, વદેવ્યાસ, જ્ઞાન પાઇ પાઇ કે ભજોભાઇ. ૩



## પદ ૫

### રાગ ઉપરનો

કરોક્ષમા અપરાધ પ્રભુ મારો;
થયો પાપ તણો અતીશે ઉભારો ઉભારો; પ્રભુમારો. ટેક
જન્મ ધરી સુક્રીત નથી કીધું,
પડી જંજાળે નામ નથી લીધું; ઉંચે હાથે કોઇને નથી દીધું;
કર્યાં પાપ, દેઇ ધાપ; તે અદાપ; ઓ માબાપ; ખાધી થાપ;
નહીં જાપ; તીલક છાપ; ફાટયો આપ;કરી માફ;કષ્ટ કાપ;મોક્ષઆપ;
ટાળી તાપ દાસ ધારો ધારો કે પ્રભુ મારો. ૧
સર્વે સ્રષ્ટીમાં સ્વારથીયા પ્રાણી;
જીણી જુક્તીથી લીધું જગ જાણી; કહું વાત શી૦હાલાંની વીખાણી;
સગી માત; તથા તાત; તથા ભ્રાત; નારી જાત; તથા નાત;
સુત સાથ; નથી કાથ; દીન રાત; ગરજી વાત; તું સાક્ષાત;
જોડું હાથ; સાચો નાથ; સદા પ્યારો પ્યારો કે પ્રભુ મારો. ૨
આતો દુનીઆં દારૂણ દુઃખ દરીઓ;
પડયો પ્રાણી તે કોઇ નથી તરીયો; માટે વીઠલવર હું તો વરીયો;
એજ સાર, શ્રી મોરાર; વિશ્વા ધાર; છે સરદાર; છોડે માર;
ટાળે ભાર; કાઢે બાર; કરી ૦હાર, તાર નાર; દે આધાર; ને અવતાર
પાડે પાર; સારો ધાર; વ્યાસ તારો તારો કે પ્રભુ મારો. ૩

---

## પદ ૧

### ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો. એ રાગ

જો પાહાડ ચડે તારે મુસ્તકે; કર્યો હરી ઉપકાર;
તે બદલો વાળતો નથી; ખાઇશ જમડાનો માર. જોપાહાડ૦ ટેક
તારે માટે રૂજની કરીરે; થવા આ રામ કાજ;

નીંદ્રા ઉડીને તું ઉઠીયો; તોહ્યે તીમ્રનું રાજ. જો પાહાડ૦ ૧
અંધારે તૂંને સુજે નહીરે; તેથી થાયઁ તું નીરાશ;
તારી શેવામાં રવી કર્યો, તૂંને કરે પ્રકાશ. જો પાહાડ૦ ૨
તે પ્રકાશે કાર્ય તું કરે રે; કેવો કરી આપ્યો ઠાઠ;
જળ કર્યું તુજ કારણે; ન્હાવા ધોવા પીવા માટ. જો પાહાડ૦ ૩
અનાઉજ શું પેટ પોસવારે; કાચુ કેમરે ખવાય;
તે પકવવા વ્હની કર્યો; તે પણ દાસ તારો થાય. જો પાહાડ૦ ૪
રખે ભાઇને તાપ લાગતોરે; વાયુ ઢાળે છે વાય;
એવે સુખે લ્હેરો કરી; એમ દીન વહી જાય. જો પાહાડ૦ ૫
રાત્રી પડી તીમ્ર આવીયુંરે; ભાઇ મન અકળાય;
તો તમ માટે દીપક કર્યો; તેતો રહે શેવા માંય. જો પાહાડ૦ ૬
રાજી થવા રૂજની વિષેરે; સરજ્યો શશી આકાશ;
એવા સૌ તારી શેવા મહી; કરી લે તું તપાસ. જો પાડ૦ ૭
તે ગુણ તું ભુલી જાયછેરે; થાય છે માહા મસ્તાન;
પંચ વીશયને પંથે ચડી; ભુલ્યો શ્રી ભગવાન. જો પાડ૦ ૮
પણ વીશયો વ્હેરી જાણજેરે; લેશે જમપુર વાટ;
ગુણ ચોર ચુંટાશે ચામડી; વળ્યો ડાહાપણમાં દાટ. જો પાડ૦ ૯
સવા સ્હસ્ર નામ દે હરી તણાંરે; ત્યારે વળે તે પાડ;
નહીંતો નીત્યે દેવું ચડેરે; તારા પીંજાશે હાડ. જો પાડ૦ ૧૦
શીદ અમુલ્ય અવસર ખુએરે; હારે કરેલી હોડ;
વલ્લભ વદે ચેતી બોલજો; જે જે શ્રી રણછોડ. જો પાડ૦ ૧૧



## પદ ૨

રાગ ઉપરનો

ભુલ્યો જીવ જંજાળમાં પડ્યો; નથી તરવાનો તાજ;

જમનો જુલમ ઝાઝો થશે; તેમાં કોણ કરે ભાગ. ઝુલ્યો૦ ટેક
હાલ તું જાણીશ તાહયરૂં રે; હૈયે ધારી ઉમંગ;
અંતે જવાનો છે એકલો; સગુ આવે ન સંગ. ઝુલ્યો૦ ૧
કોંણસગાંકોણ સાથનાંરે; કોનાં છે ઘરબાર;
કોની છે ભગનીને ભામની; કોનાં પુત્ર પરીવાર. ઝુલ્યો૦ ૨
કોંના મા બાપને ભાંડુંવાંરે; કોના કણને કોઠાર;
જોડે જરાએ આવે નહીં; ભર્યા રેહેશે ભંડાર. ઝુલ્યો૦ ૩
રળવા રઝળ્યો પરદેશમાંરે, કરી કરોડો પ્રપંચ;
સૌને છેતરી તેં તારાં ભર્યાં, પેટી પટારા સંચ. ઝુલ્યો૦ ૪
જ્યાં સુધી જર જાદે જોડશોરે, ત્યાં સુધી આઉકાર;
જળ માગતાં દુધ આપશે, નહીં તો ગણશે ગુમાર. ઝુલ્યો૦ ૫
માબાપ કહે મારો બેટડોરે, ડાહ્યો ડમરો અપાર;
નારી કેહેશે નાથ માહરો, સગાં થાશે સંસાર. ઝુલ્યો૦ ૬
દ્રવ્ય લઇ પેસે દ્વારમાંરે, જુવે પૈસાની પોઠ;
આવો આવો કહી સૌ સગાં, સામી મુકશે દોટ. ઝુલ્યો૦ ૭
માન્ય દઇ આપે આસનોરે, લેશે વારણાં માત;
શું લાવ્યા શું લાવ્યા પુછશે, ભામની ભ્રાત તાત. ઝુલ્યો૦ ૮
જર જોવા કરે આગનારે, ચુલે મુકો અંગાર;
ભૈ માટે જળ ઉનાં કરો, બાફો બેશ કંસાર. ઝુલ્યો૦ ૯
લાવો ભાઇ ઠેકાણે કરૂં રે, છોડો ગાંઠેથી ગર્થ;
જમવા જેવી રસોઈ થઈ, ખોટી થાવો છો વ્યર્થ. ઝુલ્યો૦ ૧૦
થાકયા પાકયા પગ ઝાળજોરે, લાવો ચોળીએ અંગ;
ઘણા દીને ભેગાં થયાં, બેસો જમવા સૌ સંગ. ઝુલ્યો૦ ૧૧
પછી ભાઇ નાહી ઉઠીયારે, બેઠા જમવાને પાક;
ભાઇને મુકજો ઘી ઘણાં, મુકો સુંદીર શાક. ઝુલ્યો૦ ૧૨
એવે હેતે જમી ઉઠીયારે, ચાલ્યા આરામ માટ;

કામનીએ કર ઝાલીયો, ઘડાવો ઘણાં ઘાટ. ઝુલ્યો૦ ૧૩
એમ કરંતાં બે દીન થયારે, તો બોલ્યાં માત તાત;
ભૈને મુકોસુકો રોટલો, અમારે નથી દાંત. ઝુલ્યો૦ ૧૪
ભાઇ કહે ભાવશે નહીંરે, મુકો શાકના વઘાર;
કામની કહે કયાં કુટૈ મરૂં, નથી નવરી લગાર. ઝુલ્યો૦ ૧૫
તો જમ્યા ભાઇ ચુમાઇનેરે, પાછા રળવાને જાય;
ખાલી હાથે કદી આવીયા, ત્યારે થાય હાય હાય. ઝુલ્યો૦ ૧૬
મા કહેશે મુઓ દીકરોરે, બાપ કહે બોળ્યું નામ;
રાંડ કહે રંડાપો ભલો, આવો મળ્યો શું કામ. ઝુલ્યો૦ ૧૭
આ સુણી સમજો પ્રાણીઆરે, શો સંસારમાં સાર;
ચીત ચોડો ચત્રુ ભુજમાં,કરો પ્રભુને પોકાર. ઝુલ્યો૦ ૧૮
રળો રૂડા રોજગારથીરે, કરસ્યોમાં કપટ;
કૃષ્ણ વીના તારૂં કોઇ નથી, સ્વારથી છે ઝપટ. ઝુલ્યો૦ ૧૯
રાખો દયા દાન દીનતારે, ચાર ઘડીનું આ સુખ;
જીવ જપીલ્યો જગપતી, કેહેજો રામ રામ મુખ. ઝુલ્યો૦ ૨૦
નરહરી નૌકું તારશેરે, કૃષ્ણ કહે કર જોડ;
વલ્લભ વદે ચેતી બોલજો, જે જે શ્રી રણછોડ. ઝુલ્યો૦ ૨૧



## પદ ૩

### રાગ ઉપરનો

જો રાજ નીતી શ્રી નાથની, દરસાવું ખરી પેર;
રાજાનો રાજા ધીરાજ છે, હુકમ પોતાને ઘેર. જો રાજ૦ ટેક
પ્રતક્ષ રાજાજે સજા કરેરે, જાણે જગત વ્રતાંત;
પણ ગેબી રાયની ગેબી સજા, જુઓ ભાગું એ ભ્રાત. જો૦ ૧
પ્રતક્ષ રાજાના પ્રતક્ષ છેરે, શીક્ષા કરનારા દુત;

ગુપ્તના શેવકો ગુપ્ત છે, રોગ દોગ પંચ ભુત. જો૦ ૨
જેવો જેવો જે ગુનો કરેરે, તેવી તેને સજાય;
હાથ બંધન કરવા હોયતો, ખસ વળગે કર માંય. જો૦ ૩
તેથી જાદે ગુનો થયોરે, તો મળે પુરા ભોગ;
હાથે પગે બેડી નાંખવા, વળગે પત રોગ. જો૦ ૪
ઝેરીલો જન ઝેરે બળેરે, તેને કરવાને બંધ
સાચી શીક્ષા દેવા કારણે, કરે લોચન અંધ જો૦ ૫
પ્રતક્ષ રાજા એકાંતનીરે, શીક્ષા કરેકો વાર
ઓરડીમાં આપે ચાવણું હસ્ત જવા કાઢે બહાર જો૦ ૬
પણ હરી દુત શીક્ષા કરે રે, કરે રોગીષ્ટ એદ;
મુળશી મુઝારો ખૈ રોગથી, કરે મંચ કે કેદ જો૦ ૭
હરાય ફરાય નહી આપથીરે, ભાગી નાંખે સૈ હાડ
દસ્ત લધુ સંકા મંચકે, આપ કને ગંદવાડ; જો૦ ૮
અન જળ સઘળું બંધ કરે રે, ખાવા રૂચી ન થાય;
વધુ શીક્ષા સારૂ પ્રેરણા,કરી ઔસદો પાય; જો૦ ૯
દેહાંત્ન સીક્ષા રાજીઓરે, કરી ફાંસો દે કોટ;
જમનાથે ટબકીયું કાઢીયું ગત કરે ચડી ચોટ; જો૦ ૧૦
પ્રતક્ષ ભુપત ગુના થકીરે, શીક્ષા કરે દેશ પાર
હરી દુતને કરવી હોયતો, કાઢે મનુષ્યથી બહાર; જો૦ ૧૧
પંખી ઘાથી અંગ ભંગકરે રે, કરે રસના ટુકાંણ;
કાળજુ ખસેડી ગાંડો કરે,કરે ખરતી સમાન જો૦ ૧૨
દ્રવ્ય દંડ દેવો ધારે કદીરે, અગની ઉદે થાય;
પૃથ્વી કંપેકે જળ રેલમાં, દ્રવ્ય સઘળું તણાય; જો૦ ૧૩
રોગ દોગ જળ વ્હની થકીરે, તારે વેર નથી લેસ;
પણ ગુન્હો કરવાથી તુજને, આવી રગડે હમેશ; જો૦ ૧૪
તું કહે નથી દુત હરી તણારે; તો દેખાડયા પ્રતક્ષ

માટે અધર્મે આવા રહો, આતો ઉઘેડયાં ચક્ષ; જો૦ ૧૫
થોડું કહે જીવ ગણ ઘણું રે, પર્મારથે તન તોડ;
વલ્લભ વદે સહુ બોલજો, જેજે શ્રી રણછોડ. જો૦ ૧૬



## પદ ૪

### રાગ ઉપરનો.

જુઓ જીવ બાજી આ જગ તણી, વીશયો ખાના રૂપ;
સરીર રૂપીછે સોગટાં, મન પાસા અનુપ; જુઓ ટેક
પાસા પ્રસારક પ્રાણીઓરે, પાસો પડતા ભમાય
પાસાની સત્તાથી સોકટી, ખત્તા ખાનામાં ખાય; જુઓ ૧
મન પાસો આધાર રહીતછેરે, માટે ભમે ગમે તેમ;
પણ ખેલ ખેલનારો જીવડો, ખેલે જેમ સુખ એમ; જુઓ ૨
ખાલી ખાને પડે સોકટીરે, વારંમવાર કુટાય
ફુલને ખાને જઇને રહે, નીરભય ન લુટાય જુઓ ૩
બેઉ પ્રકારેછે વીશયોરે, ભય નીરભય જાણ;
ખેલનારા ખેલો બૂદ્ધી થકી, સોકટી ફુલડાંમાં આણ જુઓ ૪
ફુલ ખાનું ગ્રહસ્તાસમે છેરે ખાલી ખાનું પરભોગ.
તેમાં ભીલ્લુ તુજને હણે, પામે છત્રીસે રોગ જુઓ ૫
જીત્યે હારે શું આવ્યું ગયું રે કદી કરે એમ ગર્વ.
હારે બાજી હઇયું બળે, ટળે સુધ બુધ સર્વ; જુઓ ૬
નથી જતું નથી આવતું રે, ત્યારે ઉતરે શું મુખ;
રૂદીયામાં રોષ ઉપજાવીને, સીદ ધરે દલ દુખ. જુઓ ૭
તે બાજી હારે કરમાયછેરે; તેમ આમાં કરગાય;
નહીં દુઃખ દેહને એ તુજને, લક્ષ ચોરાશી થાય. જુઓ૦ ૭
ત્યારે તું દુભાય જીવડારે, જોઇ વિચારી ખેલ;

સંસાર સ્વપનું તું જાણજે, મોહ માયાનો મેલ. જુઓ૦ ૯
આવ્યો રમવા છુટકો નથીરે, જો રીતીથી રમેશ;
તો ડાઘ લાગે ન લુગડે, જો ભુલ્યો તોભમેશ. જુઓ૦ ૧૦
ઉત્તમ મારગ લે ગ્રહીરે, મીથ્યા મુક દોડા દોડ;
વલ્લભ વદે સૌ બોલજો, જે જે શ્રી રણછોડ. જાઓ૦ ૧૧

---

## પદ ૫

### રાગ-ઉપરનો.

જો જીવ જાવું જરૂર છે, એક દીન મારી ટાક;
છેવટ છુટકો છે નહીં, કરીલે સુકીત કાંક. જો જીવ ટેક
હાલતો યાદ આવે નહીંરે, મરવાનો જે દન;
માટે ફુલી ફ્દે ચાલતા, ધરે હામજ મંન. જો જીવ૦ ૧
ઉંધાં ચતાં હજારો કરીરે, ભર્યા ઠમીને ઠામ;
છેવટ છેડા ખંખેરવા; કશું આવે ન કામ. જો જીવ૦ ૨
માંદા પડયા કદી મંચ કેરે, સગુ સહુ અકળાય;
ચાકરી કરી કેડે કહે, હવે કયારે ગત થાય. જો જીવ૦ ૩
એવે થવા માંડી ત્યારીયોરે, પુછે છૈયાંને નાર;
દાટેલાં હોયતો દેખાડજો, છાંના છપના ભંડાર. જો જીવ૦ ૪
કદાપી કાંઇ ન નીકળ્યુંરે, મુખ મરડે સૌ સાથ;
મરતાં કહે કાંઇ પુન્યતો, કરાવો મુજ હાથ. જો જીવ૦ ૫
ત્યારે આપે લોઢી લાકડીરે, લોટા દોરીનાં દાન;
લોક લાજે કરે એટલું, મનથી થઇને હેરાન. જો જીવ૦ ૬
પછી પોતે અભરાઇ ગયારે, સૌને રૂદે શો ઘાવ;
સગાં કહે લાવો સાંણસી, કાહાડો જણશ ભાવ. જો જીવ૦ ૭
જીવ જતાંમાં દુઃખી ઘણોરે, નંસો નાડી તણાય;

અધુરામાં પુરા પાપીયો, ઉંધી ચતી કરે કાય.         જો જીવ૦    ૮
એવું જોઇ જીવ રોઇ મર્યોરે, દુઃખમાં દુઃખ થાય;
અરે આ સગાં શા કામનાં, એમ પુંઠે પસ્તાય.         જો જીવ૦    ૯
તો પણ કોને દયા નહીંરે, નગ્ન કીધો ત્યાં છેક;
પ્રાણ ગયે લૈ ચાલીયા, ઘાલી હોઢણુ એક.          જો જીવ૦    ૧૦
રોઇ કુટી બાળી મુકીઆરે, તે કેડે કરે ન્યાત;
ખાવા ખપે ખવરાવશે, એવી વ્હાલાની રીત.   જો જીવ૦    ૧૧
જો જીવડા તારૂં કોઇ નથીરે, સહૂની સમજ ડાઇ;
કાષ્ટ આવીને જોડે બળે, એની સાચી સગાઇ. જો જીવ૦    ૧૨
માટે તેં જે સુકૃત કર્યુંરે, સાથે આવશે તેહ;
જનમીને જપીલે શ્રી હરી, નથી તારી આ દેહ. જો જીવ૦    ૧૩
મુકી દયો મોહ માયા તણોરે, કાહાડો કલ્પના કોડ;
વદે વલ્લભ સહુ બોલજો, જે જે શ્રી રણછોડ.    જો જીવ૦    ૧૪



## પદ ૬

### રાગ ઉપરનો.

ધન ધન માત તાત માહ્યરાં, કીધો અતી ઉપકાર;
સંતાપ્યો દ્રવ્ય સારૂ મુજને, તેથી સમજાયો સાર.     ધન૦    ટેક
રીતી નીતીથી રળ્યા કરૂંરે, તોહ્યે કરે તીછકાર;
ઉસ્કેરે અતી જર લાવવા, જંપા દે ન લગાર.          ધન૦    ૧
કળેશ કરે મુજ પર ઘણોરે; દ્રવ્યના લોભ માટ;
તેથી જાણ્યાં સહુ સ્વારથી, જોયો જગતનો ઘાટ.     ધન૦    ૨
પ્હેલો સ્વારથી નોહોતો જાણતોરે, રહેતો સંસારી મોહ;
પણ કલેશ કરી ચેતાવીયો, કર્યો જર કાજ દ્રોહ.      ધન૦    ૩
માયાના લોભથી થાકીયોરે; ત્યારે થયો વૈરાગ;

દુઃખમાં દયાળુ સાંભર્યા, કાંઇ ઉઘડ્યું ભાગ્ય. ધન૦ ૪
ખબર પડી સહુ સાથનીરે, મીથ્યા સંસારી સુખ;
પ્રભુ વીનાની જાણવી, દુનીયાં દારૂણ દુઃખ. ધન૦ ૫
સાચો સગો શ્રી રામ છેરે, બેલી છેવટનો એહ;
દુઃખે દુલ્યો ત્યારે ઓળખ્યો, સ્નેહી સત્યછે એહ. ધન૦ ૬
સુખે સાંભરે સોનું સુંદરીરે, દુઃખે સાંભરે રામ;
માત પીતાના પ્રતાપથી, સરીયું સુભ કામ. ધન૦ ૭
મળજો સગાં સદા સ્વારથીરે, દુઃખ દેઇ દે સુજ;
વ્યાસે વ્હાલાનો પાડ માનીયો,સાંભર્યા ચત્રુભુજ. ધન૦ ૮

---

## પદ ૧

### રાગ નાટકનો

ભજને પ્યારા ભજને ભાઇ, ભજ તું સીતા રામ;
તેને ભજ્યા વણ ચૌદ લોકમાં, કથલે તારૂં કામ. ૧
નવ મહીના તું રહ્યો ઉદરમાં, મળમાં ઉંધે શીર;
સાદ્ધ કરીને મુક્ત થયો પણ, ભુલ્યો શામ શરીર. ૨
ગરભમાં ઉંધો બારણે ઉંધો, સુધો થયો નહીં આપ;
વીપ્ર શીખામણ સત્ય ન માને, દેશે શીખ કોણ બાપ. ૩
માને ઉદર અવતરતાં, આડો ન આવ્યો કેમ;
આડો હોતતો વાડત તુજને, કાષ્ટજ વાઢે જેમ. ૪
તે કરતાં પાશાણ પડ્યો હોત,તો આવત અનકુળ;
નીચે નાંખી તારા ઉપર, સહુધુઅત પટકુળ. ૫
એવા કામે આવ્યો હોતતો, થાત સફળ અવતાર;
પણ અકારજ અવતર્યો, ભોમીને કરવા ભાર. ૬
રાંડે શીદ પેટે વીંઢાજ્યો, કુખ ન દીધો ડામ;

સપુત હોયતો સમરણ કર તું, કેહે છે વલ્લભરામ.



## પદ ૨

### રાગ ઉપરનો

તરવાનુ તને તત્વ બતાવું, સમજીલે જીવ રાજ
શુભ બોધ પકડે કામ નબગડે. મુળ અચળ પદ આજ; ૧
રાખ્યતુ શાંન્તી મુકયતું ભ્રાંન્તી. વાળય વડો સંતોશ,
મીથ્યા માયા મોહ દુઃખ દાયા. ત્રષ્ણા દેખત દોશ; ૨
માન્ય મળેતો રીજીયે નહીને. ખીજીયે નહી અપમાન,
સુખ દુખતે મનમા નવ ધરીયે.સત્રુ મીત્ર સમાન્ય; ૩
વપુએથી વ્હેવાર વરતવો. મનથી રહેવું સ્થીર,
વગર ચડાવેલ કામઠડી તે, કદીન ભોંકે તીર. ૪
પરને સુખે સંતોષ કરવો, ધરવો નહીં મન દ્વેશ;
માયા મરકટ આપ મદારી, લપટાવું નહીં લેશ. ૫
કાજળની કોઠીમાં રહેતાં, ડાઘન લાગે અંગ;
ચાતુર નર ચાતૂરી રાખી, સાહાવો સૌનો સંગ. ૬
વાસના વણ વ્હેવાર વરતવો, થાવું નહીં બંધન;
દયા દીનતા દલમાં રાખી, તજવો દુરી જંન. ૭
નટની પેરેચીત દોરમાં, પોરવી દેવો ચર્ણ;
જગ જોવાને લક્ષ ન દેવું, દીધે ઢળીયે ધર્ણ. ૮
જા જીવ ફરવા નાડે નરવા, શું છે વૈદ કરનાર;
વપુમાં જો વ્યાધી પેઠો તો, થયો તુ મરનાર. ૯
આ વસળો ગુણ ગ્રહણ કરેતો, મોક્ષ મળે મુકામ;
લખ્ય જીવડા તારી રૂદીયામાં, કેહે છે વલવરામ. ૧૦



## પદ ૩

### રાગ ઉપરનો.

પ્રણામ કરૂં છું પરમાત્માને, જય જય પુરણ બ્રહ્મ;
જય પરમાનંદ જય જ્ઞાનો મય, જય જય સરવો તંમ. ૧
જય જય જ્ઞાન ગુણ જય જય જગધીસ, જય જય જીવના હીત;
જય જગત્રાતા જય જગદાતા, જય અક્ષરા તીત. ૨
જય જય જ્ઞાન ધન જય જ્ઞાના કાર, જય વી શ્વંભર શામ;
જય સર્વજ્ઞ જય માયા પર, જય જયરે સુખ ધામ. ૩
જય જય વ્યાપક જય જય ન્યારા, જય જયરે અવીનાશ;
જય પરમેશ્વર જય સરવેશ્વર, જય જય જ્ઞાન પ્રકાશ. ૪
જય વિસ્વોતમ જય પુરૂશોતમ, જય પર બ્રહ્મ દયાળ;
જય જય સચીદાનંદ પ્રભુ, જય દીનના પ્રતીપાળ. ૫
જય જય દસરથ સુત દયાળુ, રામ પતીત પાવન;
જય ગોવીંદમ જય મુકંદમ, જય દેવકી નંદંન. ૬
જય જય ન્યારા જય જય નરશીંગ, જય મચ્છ કચ્છ વામંન
જય ફરશુરામ બુદ્ધા કલકી, જય જય જુગજીવંન. ૭
જય જય શીવશકતી જય બ્રહ્મા, જય વીસ્નું ઘનશામ;
કૃપા કરો સૌ કીંકર ઉપર, વીનવે વલ્લભરામ. ૮

---

## હોળી ૧

જીવડા ગાઇ લે ગીરધારી;
ગીરધારીરે,જીવડા ગાઇ લે ગીરધારી; ટેક
નારનારા ગાઇ કર્યે સરસાઇ. મોહ મદ મચ્છર મારી,
હાલ હરખમા તું કાહાડીશ દાહાડો. છેવટ શી ગત્ય તારી,
જરા દલમાં જો વિચારી; જીવડા; ૧

પ્રભુથી પ્રીતી પરઠીલે નિતી. રીતી સરવથી સારી,
જો જમ કીંકર ઝડપી લેશેતો. નહી રહે નાડા બ્હારી;
રડીશ એકલોતું પોકારી; જીવડા ૨
કર્ય પરમારથ તજને સવારથ. રાખ્યમાં નર નાદારી,
છેવટ સગુ નથી કોઇ તારૂં. બાળ બચ્યાંકે નારી;
નાંખે પુન્ય ધુનો નીવારી; જીવડા; ૩
માયાને તું વળગીને માયાને. માંથે મુકે દોશ ભારી,
તું ન છોડે તદરૂપ થયેલો. શું કરે માયાબીચારી,
ખેંચી પેટ બાંધી કટારી, જીવડા; ૪
પ્રપંચ પાપથી મેળવી માયા, જણાવી સુભ સાહુકારી;
તૂં જાણે છાનું કરૂં છું હરીથી, તે સહૂ સમજે મોરારી;
તારી સારી કે નઠારી. જીવડા૰ ૫
તાન બાજી ત્રેહવાણીની લીલા, શું ગાયછે ખુંખારી;
નીર ગુણ ભકતી કર શ્રી હરીની, તે તને લેશે ઉગારી;
કહે વ્યાસ વલ્લભ વારી. જીવડા૰ ૬



## હોળી ૨

ભાવથી હરીને ભજ ભાઇ
ઓ ભાઇરે,ભાવથી હરીને ભજ ભાઇ. ટેક
હરીને ભજી લે મોહ તજી દે, શું છે આ સંસાર માંઇ;
લક્ષ્મીના લોભથી લપટાણો, મરીશ ખાસડાં ખાઇ;
ખરી કરો લેને કમાઇ. ભાવથી૰ ૧
કામમાં કામછે મીથ્યામાં સાચું, લેને તું ગોવીંદ ગાઇ;
સારૂં કર્યું છે સુમારગ સ્હાવા, માટે સુપંથ લે સ્હાઇ;
નક્કામો માં મર ભટકાઇ. ભાવથી૰ ૨

પરવકતીમાં પડયોછે પાપી, નીરવરતી કર કાંઇ;
રળી ખપી પરીવાર પોસે છે, તેમાં શી કરે નવાઇ;
પુઠે તારી થાશે ભવાઇ. ભાવથી૦ ૩
ક્ષુધા પીપાશા ભયને મૈથુન, નીંદ્રા સાથ સગાઈ;
જેટલું પશુનાં તેટલું તુમા, શી છે જાદે ચતૂરાઇ;
તુને એક પુંછડી નાઇ;. ભાવથી૦ ૪
મનુષ દેહે કરે કાંઇ જાદે, તો તારી સરસાઈ;
દાન દયાને દીનતા રાખી, છોડી દેને નરસાઈ;
માયામા ન જા હરખાઇ. ભાવથી૦ ૫
કયાંથી તું આવ્યો ને કયાં તૂં જવાનો,કોણ તું આ ગટમાંઇ;
દેહ છે તે તું કે આત્મા છે તે તું, જો વ્યાસનો સંગસાઇ;
તે વીના તો મોક્ષજ નાઇ. ભાવથી૦ ૬

---

## હોળી ૩

જીવડા જો શું થાશે અગાડી;
અગાડીરે, જીવડા જો શું થાશે અગાડી. ટેક
અગાડી શું થાશે કયાં કયાં જવાશે, મળશે મુકતી કે ખાડી;
તેનો તું વિચાર કરી લે વીરલા, શીદ નાંખે જનમ બગાડી;
માયા માંહી મોહ લગાડી. જીવડા૦ ૧
માયા મોહીત મા બાપે માયામાં, બોળવા બૈરી બઝાડી;
ભજવા નહીં દે હરીને ડરીને, બાળ બચ્ચાં વળગાડી;
આગળ જતાં પાડે પછાડી. જીવડા૦ ૨
લક્ષ ચોરાશી ફરીને આવ્યો, મોહા દુઃખના દીન કાહાડી;
પાછો કયાં પડવાનું ધારે છે પાપી, અવસર ભુલે અનાડી;
જોને તારૂં રૂદે ઉઘાડી. જીવડા૦ ૩

નાત જાત તાત માત મોહમાં નાંખે, માયાનું મદ ચડાડી;
અવીદ્યાની ઉપાદીમાં પાડે, જ્ઞાન તું ઘટનું ઘટાડી;
મારગ મોક્ષનો દે મટાડી. જીવડા૦ ૪
મીથ્યા માયા તુને મનાવે સાચી, મુરખ રહે મુખ ફાડી;
જીણી બૂદ્ધીનું જાળું બાજીને, થઈ જટજેવી જાડી;
સત્ય તેં ફરીથી ઉડાડી. જીવડા૦ ૫
વીત વ્હાલાં પ્રીય લાગ્યાં અતીશે, ધર્મની નિતી ઉખાડી;
ન પોખ્યા વીપ્ર સાધુને હરો જન, જમ્યો નારીને જમાડી,
રીજયો છોરાં છોરી રમાડી. જીવડા૦ ૬
જેવો તુને મોહ ધનાઢ્ય થવાનો, તેવો સરવને દાહાડી;
પણ મન ધાર્યું કોધ્રવ્ય નપામ્યા, કરી ઘણી ચોરી ચાડી;
પ્રપંચે ઘણાને વિતાડી. જીવડા. ૭
લક્ષ ન મળ્યા ન થયા લક્ષાધી, કરમાઇ વપુની વાડી;
પ્રભુ કને માગી લે એ પ્રભુજી, હ્યો જાળ માંથી ઊપાડી,
વદે વ્યાસ તાળી વગાડી. જીવડા. ૮

---

## હોળી ૪

વીશ્વંભર હું દાસ તમારો,
તમારોરે. વીશ્વંભર હું દાસ તમારો. ટેક
દાસ તમારો છું દીન બંધુ. જન્મ મરણથી ઉગારો;
જંજાળ જાળે વીંટાઇ વળ્યો છે, શો ન્યાય થવાનો મારો;
નથી ઉગર્યા તણો આરો. વીસ્વં૦ ૧
કુડ કરીને દ્રવ્ય હરીને, સાચવ્યો સંસાર ધારો;
મોહ મદ મચ્છરને માયામાં, ખેલી કર્યા ખુંખારો;
ન સ્હાયો સમાગમ સારો. વીસ્વં૦ ૨

ધાપ દીધી દ્રવ્ય લેવાને માટે, ન જોયા ગ્રહસ્થ બીચારો;
નાતની નીંધા નઠારાનીસંગે, હાયેહા દીધો હુંકારો;
ગરીબોને કીધો ટુંકારો. વીસ્વં૦ ૩
શીખ સુણી પણ સાન ન આવી, નાદ ચડયોરે નઠારો;
કાળ તણો ભય જરા ન રાખ્યો; જાણ્યું નથી મરનારો;
તેવાં મારાં પાપ નીવારો. વીસ્વં૦ ૪
જન્મ ધરી સુકીત ન કીધાં,દુકીત કીધાં હજારો:
અવગુણમાં એક ગુણ જોઇને, સંસાર સાગર તારો;
વલ્લભની વાણી વિચારો. વિશ્વં૦ ૫

## હોળી ૫

આપ સરણે લ્યોને અવિનાશી. અવિનાશીરે.આપ ટેક
આપ સરણલ્યો દયા કરીદયો,કાહાડો ફોગટ ફંદ ફાંશી;
ત્રાસ પાંમીને ત્યાગ કરતો,થાયછે જગતમાં હાંશી;
માટે માહારે ઉરે ઉદાશી. આપ૦ ૧
રમવા રંગ મન રંગ મ્હોલ માગે,મેડા મથાળાં અગાશી;
તેવું ભ્રમીત મન સ્થીતીમાં આંણો,દાસ રહ્યો મ્હો વિકાશી:
કૃપા કરો વૈકુંઠ વાશી. આપ૦ ૨
સાથ સ્હોદર મીથ્યા મળ્યાંછે,માત પીતાને માશી,
ભ્રાત ભાણેજ ભગનીને ભાહારજા,સ્વ ફળે નાંખ્યો ગાશી;
ગયો જુઠી જાળેજ ત્રાશી આપ૦ ૩
લ્હાવો લેવા લોભમાં લલચાયો,થયો બંધન ચો પાશી;
બેહો ધુતારાંથી ધરાઇ ધોવાઇ,સાચુ વદુછુ ખુલાશી;
જોઇજગની રીત રાશી. આપ૦ ૪

છેવટ છેડો નહીં તમ વીના, કયાં છુટવાનો નાશી;
કુમતી કાપી સુમતી દયો સ્વામી, ભુંડીછે લક્ષ ચોરાશી;
રહ્યો વ્યાસને ભય ભાશી. આપ૦ ૫



## હોળી ૬

જીવડા શોશ કરે તું શાને, તૂ શાનેરે જીવડા; ટેક
સોશ કરેછે ચીંતા ધરેછે, લક્ષ્મી ઘર ભરવાને;
બાગબગીચાને મેઢાં મથાળાં, ગોખ છજાં કરવાને;
ઘોડા ગાડીએ ફરવાને. જીવડા૦ ૧
બાળ બચ્ચાંનો સંતાપ કરે, ન કરે ભવ તરવાને;
માયામાં મતી ગતી ત્યાં થવાની, ચોર હરીનો બનવાને;
ચોરાશીમાં આપે જવાને. જીવડા૦ ૨
માટે મેલીદે મોહ માયાનો, જગતથી વીરકત થવાને;
સ્હાસ્ત્ર નીતીસર રસ્તો ગ્રહીને, જગભય મુકી તું જાને;
ન ગણુ દુરીજન દુનીઆંને. જીવડા૦ ૩
સુભ કરતાં લોક કુથલી કરે તો, તારે ન ધરવી કાને;
જગ સુખ કરતાં દુઃખ પડે તો, નવ બેસવું રડવાને;
દારૂણુ દોશ દે પડવાને. જીવડા૦ ૪
પુરવના પાપે ઉંધુ પડે તું ન, સમ્રથ સુધુ થવાને;
પીંડ બંધાયો પ્રાલબ્ધની સાથે, થાશે પેહેલું પડયું પાને;
મીથ્યા સુખને દુઃખ માને. જીવડા૦ ૫
દુઃખ રડે સુખ નથી થવાનું, બેશ હરી ભજવાને;
જગત્ ભગતને વૈર અનાદી, કહ્યું તે કેહેણી તજવાને;
વલ્લભ વદે હરી ગુણુ ગાને. જીવડા૦ ૬



## હોળી ૭

જીવડા જો માયામાંથી જાગી, તું જાગીરે જીવડા૦ ટેક
જાગી તું જોને મુકય માયા મોહને,ઉંઘેછે શાને અભાગી;
હું ને માહારૂ કહી મીથ્યા મરેછે,સ્વપ્ન અવસ્થા લાગી;
તેને જાણી સાચી સભાગી. જીવડા૦ ૧
જેમ સ્વપ્નામાં ભોજન કરેછે, પણ તેણે ભુખન ભાગી;
રંગે રમેછે વનીતાની સાથે, પુરણ કરી વરણાગી;
જાગ્રત થએ સહુ સેલ આવી. જીવડા૦ ૨
તેમ સંસારનું સ્વપ્ન છે મ્હોટું,ખોટું જાણી થા વૈરાગી;
રાગ ન રાખીશ મીથા માયાથી, અલ્પ આનંદ દે ત્યાગી;
વદે વ્યાસ અચળ લે માગી. જીવડા૦ ૩



## હોળી ૮

આવી વેળા શાને જાય ચુકી, તું ચુકીરે. આવી૦ ટેક
ચુકીને ચાલે કાળકે કાલે, ઝાલે જમડા ઝુકી;
પાપ તણી તારી પોથી વાંચીને, રહ્યાછે રીસમાં ઢુકી;
નથી બાપકે દે મુકી. આવી૦ ૧
હાલ છે સુખી થઇશ તુ દુખી,પરાઇ નીંદયા ભુંકી;
પાપ કરીને પરીવાર પોસે, પણ તે સગાઇ સુકી;
ખાશે તને સૌ ફુંકી ફુંકી. આવી૦ ૨
વૈભોગ લેવા વીત લાવીને, ભરે થેલી ઠુકી ઠુકી;
પણ તારો લીધો લાવો નહીં લે તું, જીવ્યાની આશા ટુંકી;
વદે વ્યાસ શીદ ધુળ ભુકી. આવી૦ ૩



## હોળી ૯

ગાંડીયા માંથે કર ગુરૂ જ્ઞાની, માહા જ્ઞાનીરે ગાંડીયા૦ ટેક
કર ગુરૂ માંથે સત્ય મન સાથે, થા મુળ બ્રહ્મનો ધ્યાની;
વીવેકથી તૂં વીચાર કરીલે, મુક મત પંથ હભીમાની;
હોરત કર સાફ સોનાની. ગાંડીયા૦ ૧
સંસારી જાણી નવ નાંખ્ય તાણી, તાંણી નાંખ્યે છેહાની;
ત્યાગી સોધીને ગુરૂ કરે મુસ્તક, તેમાંશી જય થવાની;
જ્ઞાન વણ ગોદા ખાવાની. ગાંડીઆ૦ ૨
વસ્ત્ર વનીતાને વીત તાગ્યો, તેને ત્યાગી કે અજ્ઞાની;
પણ વસ્ત્ર ત્વચા તણું હોઢેલું,વનીતા પ્રક્રતી લે માની;
નથી વાત સ્હાસ્ત્રમાં છાની. ગાંડીઆ૦ ૩
વીત તે હાડને માંસજ સમજી, મુકય બૂદ્ધી ત્યાગ કીધાની;
સૂભ કાર્ય ન કર્યં માયા ફળ માટે, કર્યં આશા મોક્ષ જવાની
ગતી તેથી થાશે પોતાની. ગાંડીઆ૦ ૪
જ્ઞાનજ સવળુ અર્થે લૈ અવળુ,તેને ન ગણ્ વીદ્દાની;
ગુરૂ કરેતો અનુભવી કરજે, મોહોટમે ન લૈશ માની;
વલ્લભની વિચારો જુબાની. ગાંડીઆ૦ ૫

## હોળી ૧૦

જ્ઞાન લે જ્ઞાનીની પાસ પ્રાણી. ઓપ્રાણીરે, જ્ઞાનલે. ટેક
જ્ઞાનજ લેતુ ધ્યાનજ દેનું ,સમજ વિચારી વાણી;
સંવાદ કરતાં ન રહે શંકા,સત્ય એવાત કેહેવાણી;
કેહેનારાને જ્ઞાની લેજાણી; જ્ઞાન. ૧
જડબૂદ્ધી જીવ જીણુ નજાણે જડ મતે જડને વિખાણી,

વૈભોગી ગુરૂએ વૈભોગ રચીઆ, વૈભોગ વાત ફેલાણી;
તેને સુખ માને સેલાણી. જ્ઞાનલે. ૨
જેની જેવી મતી તેને તેવું પ્રીય, પ્રીય તેવું તેલે તાંણી;
પણ મતી તેવી ગતી થવાની, સૃતી વદે પ્રેમ આંણી;
નથી વેદાન્તીને અજાણી; જ્ઞાનલે. ૩
તોલ કઢાવણ બોલ બોલીને, ઢોંગે કરે ધુળ ધાણી;
સત્ય અસત્ય જાણ્યુ નહી તેને, ચાલ્યો ગુરૂએ ધાંણી;
લેછે તે લીલા સૂખ માણી. જ્ઞાનલે. ૪
ગાંડાને જ્ઞાનમાં ગમ પડે ના, ઝાલીરે આપી એંધાંણી;
વીચાર વણ વળગાડયો ત્યાંવળગ્યો, ગુરૂમાં ગતીવેચાંણી;
ખરી વાત લીધી ન નાણી. જ્ઞાનલે. ૫
શ્રમ લેવા પડે તે થકી પાપી, રોશ લીલા ઉર આણી;
મુળ સ્વરૂપને જીવ શું જાણે, માયા માં મતિ વેરાંણી;
વદે વ્યાસ શિ કહૂ કાણિ; જ્ઞાનલે ૬

## હોળી ૧૧

માપ લિધું મેં ભકતોનુ માપી. મેં માપીરે માપ. ટેક
ભકત થઇને ધર્મ ગ્રહીને, લેછે શ્રી જગદીશ જાપી;
પણ સંસારના સુખ સારૂ સમરે, વ્હેવારમાં ગત વ્યાપી;
સાચુ સમજ્યા ન અદ્યાપી. માપ૦ ૧
કે ભકતે રાજ્યધાની લેવાને, ચોરાશી ધુણી તાપી;
કાયાને કષ્ટી કરે રૂપ કાજે, યાત્રામાં મજલ માપી;
કાંતો જગતને ભય કાંપી. માપ૦ ૨
કે ભક્ત વંશની વૃધ્ધી થવાને; દે ગુરૂ ઠાકોર થાપી;
કેક ભજે રીઝે શ્રી હરીતો લક્ષ્મી અતી દે આપી;

કાંતો દેહનાં દરદ દે કાપી. માપ૦ ૩
કાં મહીમા વિશ્વમાં વધારે, તેથી લે તીલક છાપી;
આટલા કારણે સહુ કરે ભકતી, મોક્ષ ન માગે તે પાપી;
વ્યાસ સુખ કહે ન કદાપી. માપ૦ ૪

## પદ ૧

રાગ રતનારનો ઝડપ સાથે.

જોયા જોયા જગત તણા ડાહ્યા, ડાહ્યા ડાહ્યા ડાહ્યાઃ જોયા૦ ટેક
ડાહાપણ કરીને, વામા વરીને;
મેળવી મ્હેનતથી માયા. જોયા૦ ૧
મુછોના થોભા, કરી બહુ સોભા;
ભૈ ભારે ખમ કહેવાયા. જોયા૦ ૨
વ્હેંપાર વણજની, ભણ્યા વડી વીદ્યા;
પર પંચાતે વખણાયા. જોયા૦ ૩
જવાબ સવાલની શીખ્યા સફાઇ;
મ્હોટમ સર્વેને બતાયા. જોયા૦ ૪
ડરેલ ડાઉકા, સાથ સગામાં;
થઇને ભાઇ ભરમાયા. જોયા૦ ૫
કાકા દાદાને, મ્હોટા ભા બાપા;
કેવરાવી આપે ફુલાયા. જોયા૦ ૬
જમમાં જીત્યાપણ, જપ્યા ન પ્રભુ;
ત્યાં સુધી સાડાત્રણ પાયા. જોયા૦ ૭
હાશ વીનોદનાં, વચન સુણી;
પાપી જીવ પલકાયા. જોયા૦ ૮
ગામ ડાહ્યાને ગીતા, અવીદ્યા કહેછે;

ઘર ડાહ્યા તે સરસાયા. જોયા૦ ૯
અખંડ ઘરને વ્યાસ વીખાણે;
ખંડીત આ ઘર કાચા. જોયા૦ ૧૦



## પદ ૨

રાગ ઉપરનો.

મુઓ મુઓ વલ્લભ વ્યાસ મુઓ;
મુઓ મુઓ મુઓ. મુઓ મુઓ૦ ટેક
ખરા ખડગથી આપે આપ માર્યો;
અગ્ની મુક્યો તે ભસ્મ હુઓ. મુઓ૦ ૧
મેં મારે હાથે, વ્હેવરાવી દીધો;
પુઠે રહેલાં સહુ રૂઓ. મુઓ૦ ૨
માશી છ માશીને, વરસી વાળી;
વાટ જોઇ શું વેળા ખુઓ. મુઓ૦ ૩
કેહેછે વલ્લભ વ્યાસ, નવ માનો તો;
જ્ઞાન દ્રષ્ટીએ જુઓ. મુઓ૦ ૪



## પદ ૩

રાગ ઉપરનો.

માયા લોભી મોટાઈ મન આણે; આણે આણે આણે. માયા૦ ટેક
માયાના લોભી, મોટેરો મોભી;
હુંપદ પોતાનું વીખાણે. માયા૦ ૧
બાળ બચ્ચાંનો હું, બાપોને દાદો;
ડાઉકા ફરવું આ ટાણે. માયા૦ ૨

વિશ્વ સૌપુછીને, વાત કરેછે;
માટે રહેવું મોટે માને. માયા૦ ૩
ઇજત વધીને હુંડીઓ ચાલી;
પોસાણા વરને નાણે. માયા૦ ૪
કાળાં ગયાંને, ધોળાં થયાં તે;
કેમ ભમું ડેડવાણે. માયા૦ ૫
પણ તું જેવા ઘણા, થયાને થાશે;
તેમાં શું ટેક તારો તાણે. માયા૦ ૬
એવી મોટાઇના, મોટા મનુષ્યને;
જ્ઞાની ગર્ધવ તુલ્ય જાણે. માયા૦ ૭
મોટાઇ તો કોની મેહેતા નરસંઇની;
હુંડી શીકારી જગશાણે. માયા૦ ૮
વ્યાસ વલ્લભ વદે, મોટો કીયો જે;
ધ્યાનમાં ધ્રુજી પ્રમાણે. માયા૦ ૯



પદ ૪

રાગ ઉપરનો.

મારી દુકાન, છે હરી નામની;
નામની નામની નામની. મારી૦ ટેક
નરહરીરૂપી, નાણું લીરૂ છું;
વરાગી ગામો ગામની. મારી૦ ૧
વૃદ્ધ બાળકને, જવાન આવે;
આવે પુરૂષને કામની. મારી૦ ૨
હાટેવાટે ને, વાટે વ્હેંપારછે;
ઉધાડુ ધામ દીન જામની. મારી૦ ૩

વઇરાગી વેહપાર,જ્ઞાન ભક્તીનો,
લેવડ દેવડ નહી દામની. મારી ૪
નહી પડપંચને, નહી કાંઇ પાતક,
કમાણી ઠારક ઠામની. મરી. ૫
મ્હારો વ્હેપાર કરે,તેગ્રહસ્થ ઠરે,
અંતેપ્રાપ્તી સુખ ધામની, મરી. ૬
મોકલુ હુંડીયો,હરી હરી કરીને.
શીકારો વલ્લભ રામની. મારી.૭

પદ ૫

લાગ ઉપરનો

ગાવે ગાવે ગાયન ગુનીગાવે.ગાવે ગાવે ગાવે, ગાવે. ટેક
લાવણી ઠુમરી, ઓર દીપ્ચંદી,
ગજલ ખ્યાલ ઉઠાવે. ગાવે. ૧
ધ્રુપદ ભેરવી,પંચ કલ્યાની,
ગોડી નગોડી ઉલટાવે. ગાવે. ૨
કેદારા કારંગડા, મ્હલાર દીપક,
પંચમ તાલ મીલાવે, ગાવે. ૩
ગુનકા બી ગાવે,ગવેયા ગાવે,
ભવૈયા તાન ઉડાવે. ગાવે. ૪
સારી ગમ પદની,સારી ધપમગરી.
કર કરકે સમજાવે. ગાવે. ૫
સપ્તજ સુર તીન,ગ્રામકુ વરતે,
ઉસમે કલ્યાન કયા હો જાવે. ગાવે. ૬
હરી સમરન બીના,સબ ગ્યાન જુઠા;

વ્યાસકી ધ્યાનમે નાવે. ગાવે. ૭



પદ ૬

રાગ ઉપરનો.

દેખા દેખા ભગત જગ વાકે. હાંની હાંરે દેખા ટેક

મંડલી મીલાવે,તાલી પડાવે;
બાજીંત્રે ચિત્ત લગવાકે દેખા. ૧

નચાવે કુદાવે,તાન ઉડાવે;
એહી ખેલ જગ ઠગવાકે. દેખા. ૨

તાલ સુર વરતે,રાગની પરટે;
ગાયન ગાય રૂગવાકે. દેખા. ૩

ભેઠ ઠાકોરકી,ઔર ઠાકોરકી,
કહી દ્રવ્ય સંચે મંગવાકે દેખા. ૪

ખરા ભગતસો,મુલ સહાવે;
ડાલીસેં દીલ ડગવાકે, દેખા. ૫

વ્યાસ કહત સચ્ચા, સુરતા સંધાવે;
ઢોંગીસે ભાવ ભગવાકે. દેખા ૬



પદ ૭

રાગ ઉપરનો.

પાયા પાયા જગત ભેદ પાયા.
પાયા પાયા પાયા, પાયાં ટેક

કાંહુ કહત સખી, ભાવસેં ભજતે;
એહી સબ સમજસે આયા. પાયા. ૧

ગોપી ગોવીંદસેં, મધુરા હસતી;
કીશને નેન બતાયા. પાયા ૨
ઐસા સંવાદસેં, સબકું સમઝાવે;
પ્રેમ પ્રીતીમેં મન ભાયા. પાયા ૩
વગોતે બાપકું મતલબ આપકું
કામીને કામજ્વર આયા. પાયા ૪
વીકાર સુનાવે, સેહી બનાવે;
પ્રપંચી પેઠ મચાયા. પાયા ૫
હાસ વીનોદકે, અપેડે ગોદકે;
ભાગવત મેં કાં બતાયા. પાયા૦ ૬
આવ ચાતુરસ્લોકી, ભાગવત કુળ;
ઉસમેં કાં રંગ જમાયા. પાયા૦ ૭
પદ્મપુરાનુંમેં, બચન બ્યાસકે;
કવચીત સત્ય મનાયા. પાયા૦ ૮



પદ ૮

રાગ ઉપરનો.

જુઓ જુઓ ખરતો કેવું પડશે;
પડશે પડશે પડશે. જુઓ૦ ટેક
આચાર્યો જ્ઞાની, તીમ સુજ્ઞીના;
તે આલીયાને રીસ ચડશે. જુઓ૦ ૧
બાળબા પુત્રને પયપાન છોડાતાં;
રડાશે તેટલું રડશે. જુઓ૦ ૨
મારા બોલાને માતાયે માર્યો;
તેમ મને પણ નડશે. જુઓ૦

કૈંકને વીખ તુલ્ય, વચન વાગશે;
કૈંક ક્રોધાતુર વઢશે. । જુઓ૦ ૪
કૈં આળ દેશે, કૈં તીર ભોંકશે;
ચાલતે પગે બેડી જડશે. જુઓ૦ ૫
વલ્લભ કહે હું, નથી મરવાનો;
રોપો ફાંશી તો બંદા ચડશે. જુઓ૦ ૬



## પદ ૧

તમે નીરવાણી નંદ કુવારરે એ રાગ

તમે નહીં તારોતો ઓ નાથરે, વઢવાડ થવાની;
વઢતાં જીભલડી નહી રહે હાથરે, માઝા તુટી જવાની. ટેક
હું તોહું નબળો નરહરી, પણ તમે છો સબળા સ્વામી
હું અવગુણી પણ તમે ગુણીહે, માટે મુકતીધો અરૂડા ગામીરે. વ૦ ૧
કદી કેશો તું છે હત્યારોતો, હત્યારો તમારો મામો;
ભાઇ માર્યો તોહે તેને તાર્યોહે, શું કડવો પડયો કોઇ સામોરે. વ૦ ૨
અનાચારી કહો નાથજીતો, શવરી હુતી અનાચારી;
આપ એનાંબોર એઠાં જમ્યાહે, શું બીજાને કહો ઝીરવારીરે. વ૦ ૩
અરકરમી કહો જગપતીતો, ગુણકાને શા સારૂ તારી;
એક પત્નીવ્રત તોડયું કહોતોહે, શું પરણ્યા સોળશહસ્ત્ર નારીરે. વ૦ ૪
ગુણ હીણને મંદો કહોતો, મંદી હુતી કુબજ્યા નારી;
તેનું પુજન તમે લીધુંહે, પાછી શું સમજીને ઓદ્ધારીરે. વ૦ ૫
કપટી કોહોતો કપટથી, બાળ પુતનાએ હણ્યાં વીખ વાપી;
તો પણ તેને કેમ તારીહે, શું વ્હાલી પોતાની માર્યીરે વ૦ ૬
અહંકારી કોહોતો દુરીયોધનનો, શા સારૂ નરક નીવાર્યો;
નહી તારોતો દસરથ નંદહે, તેમાંનો કીયો ડોહો મેં માર્યોરે. વ૦ ૭

દાસ થઇ અવીનાષ બાઝું, મન ચાહ્યતે નાંખો કરી;
વલભ વદેછે નહીં મુકુંહે, મારે હાથ આવ્યા છો શ્રીહરીરે; વદ૦ ૮



## પદ ૨

### રાગ ઉપરનો.

ઉતકૃષ્ટ શ્રી કૃષ્ણ કૃપાળરે, કેવું કરમ અમારૂં;
જુઓ દરર્શાને દીનદયાળરે, જેવું આળ તમારૂં. ટેક
જદુ કુળ જનમ્યા જયારથી, ત્યારથી આળ બહુ તમ શીશે;
તેવાં તમારા દાસનેહે, માંથે આળ આવ્યાંછે અતીશેરે. કેવું૦ ૧
દુષ્ટ દુરીજન દ્વેશીયો, તમને કેહેતા હુતા તોફાની;
તેમ દુષ્ટ મને કહેહે, મળે દાસ દાતાની એંધાણીરે. કેવું૦ ૨
જગપતીછે જુઠડા, તમને કેહેતા હુંતા કંઇ પાપી;
તેવો મુને કહે જુઠડોહે, કેવી મળતી તે ઉપમા આપીરે. કેવું૦ ૩
વળી વાંકા વદતા હુતા, વીકુલવર વીભીચારી;
એવી પેરે અજ્ઞાનીયોહે, તમને મળતી વાતો કરે મ્હારીરે. કેવું૦ ૪
અસુર બુદ્ધીના આદમી, આપને ગણતા હુતા પ્રપંચી;
તેવો પ્રપંચી મુને કહેહે, મ્હારૂ કયાં ભાગ્ય ઘડયું વીરંચીરે. કેવું૦ ૫
કેં તમને કેહેતાહુતા છે, જાદુગર મોહ્યની ભરેલા;
તેવી મુને કહે મોહ્યનીહે, કયાંથી વશેક મળતા ઠરેલારે. કેવું૦ ૬
ચોર ડાંડ કેહેતા હુતા, તમને ઉંધી મતીના અસુરોઃ
તેવી ઉપમા દે મુજનેહે, કહેછે સરવ લક્ષણમાં પુરોરે. કેવું૦ ૭
દ્વેશી ક્ષત્રી કહેતા હુતા, તમને ભરવાડ નીચ જાતી;
તે પ્રમાણે મુને કહેહે, કેં દુષ્ટ મતીના જ્ઞાતીરે. કેવું૦ ૮
ચાળા ચટકા લટકાવાળા, કહી નાંખતા તમને ઉવેખી;
તેમ મને ઉવેખતાહે, એવી અદેખાને છે અદેખીરે. કેવું૦ ૯

મામા માશી સાથ સગાંથી, અલેણું તમારે જેવું;
સગાં સહોદર સાથથીહે, મ્હારે પણ દુઃખડું છે તેવું રે. કેવું૦ ૧૦
તમને દેખી ઝેર આવતૂં, જેમ દુષ્ટ દ્વેશીના મનને;
તેમ તમ દાસને દેખતાંહે, દ્વેશ આવેછે દુરી જનનેરે. કેવું૦ ૧૧
પુંઠે કુથલી કરતા હુતા, દાનવ બુધ અહંકારી;
તેવા પુંઠે નીંદ્યા કરેહે, મારી વાત વગર વિચારીરે. કેવું૦ ૧૨
તમગુણ જે જાણુતા હતા, તે માનતાતા કલ્યાણકારી;
તેમ ગુણ જાણ હું દાસનેહે, કેક માનેછે સત્ય સુભધારીરે. કેવું ૧૩
આળ ગાળમાં ગોપાળજી, સરખે સરખા છીએ સ્વામી;
અસુરહણ્યા ગોવરધનધરોહે,એવાં પ્રાક્રમે કેમરાખી ખામીરે.કે૦૧૪
ખામી રાખી તે ઠીક થયું, બ્રાહ્મણનો ધરમ એ ન્હોયે;
જગ કીરતી મને ગમીહે, જેથી પાપ નીવારણ હોએરે. કેવું૦ ૧૫
સુભ સુખ થાયછે શામજી, મને દુઃખ નથી તલભારે;
વ્યાસ વલ્લભ મુખ વીનવેહે, રહુ આણંદ તુજ આધારેરે. કેવું૦ ૧૬

---

પદ ૧

રૂગનાથજીને‌ા ખુબ રંગ ખીલ્યો. એ રાગ.

નહી મળે માયા કે રામજી, આ દુગધામાં;બેઉ ખુએરે બેઉ ખુએ.ટેક
માયા મેળવી હજાર નાંણા કોયે, મળ્યા સહસ્ર પણ લક્ષજ ન્હોયે;
થયા લક્ષ પણ કરોડ કયાં હોયે. આ દુધધામાં૦ ૧
મળ્યાક્રોડ પણ અબ્જજ કયાંથી, મળ્યાઅબ્જ પણ બાકી ખર્વમાંથી
મળ્યા ખર્વ પણ પ્રાર્ધ થાય શાથી. આ દુગધામાં૦ ૨
એમ માયાનો નાવે નવેડો, ત્યારે શીદ લે કીનારાનો કેડો;
ખુએ જન્મ પણ આવે ન છેડો. આ દુગધામાં૦ ૩
માયા મ્હો જાળ છેડો નાવે, સીંધુ જળ તણો તાગ કોઇ લાવે;

એમ પરમાત્મા ઝટ હાથ આવે. આ દુગધામાં૦ ૪
જેનો તાગ આવે તેને લે ઝાલી, ખરો વ્હની તુ લે ચીત્ત વાલી;
ધુમાડીની મુઠી રહે ખાલી. આ દુગધામાં૦ ૫
વ્હનીરૂપી વીશ્વાધાર ધારો, માયા ધુમ્રે શું બાચક મારો;
વ્યાસ વલ્લભની વાત વીચારો. આ દુગધામાં૦ ૬



## પદ ૨

રાગ ઉપરનો.

અહંકાર જુઠ ઝેર મોહ માયા, આ મનથી; મેલી દોરે મેલીદો. ટેક
અહંકારથી હરી થશે આઘો, ત્યારે તું થૈશ નવરો નાગો;
નહી રહે પાસ પ્હેરવાનો ધાગો. આ મનથી૦ ૧
જુઠી જીભથી આયુષ તારૂં ઘટે, પ્રપંચી વેણ રોવાને રટે;
તેથી માન મરીયાદા મટે. આ મનથી૦ ૨
કરે ઝેર જોઇને સુખ પરનું, પુરૂં પડે ન તેના ઉદરનું;
પાછું ખોવાય પોતાના ઘરનું. આ મનથી૦ ૩
મોહ મારગે જે ચીત્ત રાખી ચડશે, તેને કર્મ કઠોરાં કનડશે;
અતી આપદા આવીને પડશે. આ મનથી૦ ૪
માયા મેળવે કરી પાપમાંથે, ખર ખરચી નજાણે આપ હાથે;
જતાં બાંધે ન પોતાની સાથે. આ મનથી૦ ૫
માટે ઉપરનાં કૃત ન કરશો, સત્ય મારગનું શુધ ધ્યાન ધરશો;
તેણે સંસારી સીંધુ તરશો. આ મનથી૦ ૬
નથી ઉંચ કવી ભાર બોજ ભારી, જીવ જીભ શી દુખેછે તારી;
ઘેલા ગવી ગાને ગીરધારી. આ મનથી૦ ૭
અલ્યા કાચી કણેકની કાયા, જશે છટકીને છે પલછાયા;
માટે આશા તે મીથ્યા માયા. આ મનથી૦ ૮

અતી ઉમંગ ઉર શીદ આણું, પોતે કરૂછું એમ કેમ જાણું;
કહે જેમ શ્વાન સકટ હું તાણું. આ મનથી૦ ૯
હાલ હાંથી જઇશ સૂખ પામી, પણ આવશે આગળ પર ખાંમી;
જાણે વ્હાલો વલ્લભનો સ્વામી. આ મનથી૦ ૧૦



પદ ૧

રાગ ધીરાના પદનો

જવાનીના જોરેરે, સરવે સુખ લીધુ માણી;
હવે વેળા વીતીરે, પ્રભુ ભજો પાપી પ્રાણી; ટેક
મોહે ચડીયા પાપે પડીયા, કર્યાં કુકર્મ ઉધાર;
પુન્ય જરા જમે ન કરાવ્યું, ડુબ્યા ભવ સંસાર;
માટે રળી લૈએરે, રામ નામ નાણું જાણી. જવાનીના૦ ૧
સત્ય અસત્ય જરા ન જોયું, હુઆ મતમાં મુંઢ;
સમજ્યા પછી શીદ ઠોકાવું, આગળ કુડા કુંડ;
ભૈયો થાઓ ભેમારે, સમાગમે હેત આણી. જવાનીના૦ ૨
બહૂ દીવસ બાંધી ગાંસડીયો, કરી કુડ અનર્થ;
છેવટનું ભાતું ના બાંધ્યું, ફેરો વહ્યો વ્યર્થ;
માટે મુકી દૈયેરે, કાળાં કરમની કાણી: જવાનીના૦ ૩
પૈસો પ્રેમદા પુરણ પ્યારાં, પણ તે પ્રૌઢજ પાપ;
સ્વાસ સૂધી સોશ રહેશે, જોવાના અદાપ;
ખાલી ખેંચી મુઆરે, ઘેલી ઘરની ઘાણી; જવાનીના૦ ૪
નીચામાં નીચાં કૃત કીધાં, સમજી સુભ સંસાર;
અપલક્ષણો જાદે જીવનાં, કેહેતાં નાવે પાર;
પુંછ પાપનું થાતેરે, તો તો રેહેત એંધાણી. જવાનીના૦ ૫
આવ્યો અવસર શાને ભુલે, વડી વેળા વહી જાય;

મન મયાથી દુર કરેતો,વૈકુંઠ વાસો થાય,
માટે મોહ માંથીરે,તન તમે લ્યો તાણી. જવાનીના ૬
આ સુખ કરતાં એ સુખ સારૂં, નહી જરા જમ બીક;
શીળે છાંયે સમરણ કરવું, ઠરી ઠામે ઠીક.
જ્ઞાન ઘણેરૂં સુણીરે, નરહરી લેવા નાણી. જવાનીના ૭
મુમુક્ષુનુ મંડળ મળો વગાડો વાજીંત્ર,
અઘોરી ઉંઘેલા જાગો,ચેતો મારા મીત્ર;
હરી વીના ઠાલુરે એછે વલ્લભની વાણી જવાનીના ૮



## પદ ૨

રાગ ઉપરનો.

અલ્યા પાપી પ્રાણીરે,મોહ માયા દે મુકી,
ધુંચાયો તું ઘરમાંરે,શેવા સમરણ ચુકી; અલ્યા ટેક
ચાર પ્હોરની જામની, ચાર પ્હોરનો દીન;
પા પ્હોરે પ્રભુ ન સમર્યો, થયો લાલચમાં લીન;
જંજાળ જુઠી જગનીરે, તેમાં જીવ રહ્યો ઝુકી. અલ્યા ૧
છૈયાં દેખીને છેક છાકયો, લડાવ્યાં બહુ લાડ,
તેવાં તારાં પાપનો, થયો વધીને પાહાડ;
મ્હા જોરાવર જમડારે, ધોલ દેવા રહ્યા ઢુંકી; અલ્યા ૨
કોને સાચો કોને જુઠો, દીધો દલાસો દુષ્ટ,
ગ્રહસ્થ થવાને ગાંઠ ગાંઠવા, બાંધીરહ્યોમુષ્ટ;
હાથે ન વાવરીયુંરે, ઠાંસી થેલી થુંકી થુંકી. અલ્યા ૩
સ્વારથીયાં છે સાથ સહોદર, હરાંમી અનુપ;
આવિ લાગ્યાં તુજને, ટાઢાં ઉંદર રૂપ;

તેસૌ ખાશે તારૂરે, ફોગટનૂ ફુંકી ફુંકી; અલ્ય ૪
તોપણ જીવ જરા ન સમજ્યો, ઝાલ્યો ઉંધો ટેક
કર્યા દગાના ડુંગરા, ઉપર ડુંગરી એક.
વધારીને કીધીરે, પરાઇ નીંદ્યા ભુંકી. અલ્યા ૫
મુકય સામટી સહુ સોસના , રહે તજી જગ શોક;
તારૂ રચ્યુ તારે ખાવુ, એતો આશા ફોક,
કળીમાં જીવ્યાનીરે, આશા તરછટ ટુંકી; અલ્યા ૬
મરણ માંથા ઉપર ભમે, શીદ કરે અભી માન;
લ્હાવ લેવાની લપ મુકીદે, ભાવે ભજ ભગવાન;
વદેવ્યાસ વાણીરે, ધુળ બહુ દીન ભુકી. અલ્યા ૭

---

પદ ૧

રઘુપતી રામ રૂદેમાં રેહેજોરે. એ રાગ.

લાગુ પરીભ્રમપ્રભુને પાયેરે,ભક્તીકરતાં ભાવટ ભાગી જાયે.લા૦ ટેક
કૃષ્ણ કેહેતાંમાં કારજ સરીયાંરે, અંતઃકરણને સુધ કરીયાંરે;
નામ લેતાં ઉંડાણે ઉતરીયાં. લાગુ૦ ૧
રામને નામે નીતી આવીરે, ચારે પુર્ષારથોને સહાવીરે;
સત્ય સ્વરૂપની સુદ્ધી બતાવી. લાગુ૦ ૨
બ્રહ્મા વીષ્ણુને શીવ શક્તીરે, કીધી પ્રેરણા વેદાંત લગતીરે;
મુળ દરશાવી તત્વની ભક્તી. લાગુ૦ ૩
તેહ તત્વ શું ચોટીયું ચીતરે, જાણ્યાં સાગરને સરીતરે;
ક્ષર અક્ષર અક્ષરાતીત. લાગુ૦ ૪
થયો અક્ષરાતીતથી તારરે, વપુ વીરક્ત તદા કારરે;
દેહ બેડીથી સત્ય સંસાર. લાગુ૦ ૫
જેમ જેલમાં દેહ જીવ ઘેરરે, ગ્રહી સાંખ્યનીતીથી પેરરે;

વ્યાસ વલ્લભને થઇ લ્હેર. લાગુ૦ ૬



## પદ ૨

રાગ ઉપરનો.

હરીના નામનો ટેક મોટોરે, વેદપુરાણે ના પડે ખોટો. હરીના૦ ટેક
પરબ્રહ્મ પતીત પાવનરે, છાંયારૂપે છે આવા ગમનરે;
કરો મમ કુમતી છેદંન. હરીના૦ ૧
પુરશોત્તમ પ્રાણઆધારરે, આ વપુની વ્યાધી અપારરે;
પણ માફી આપો એકવાર. હરીના૦ ૨
કરો ક્રૂષ્ણા અખંડા નંદરે, માયા ફોગટ ફાંસાનો ફંદરે;
તેના આપ છોડાવી દ્યો છંદ. હરીના૦ ૩
પ્રભુ પરમ કૃષ્ણ કૃપાળરે, સહુ દાસ તણા છો દયાળરે;
લેજો શેવકની સંભાળ. હરી૦ ૪
વીશે ભોગમાં જીવ ભરમાયોરે, કુમતીમાં નહીં કરમાયોરે;
સુભ સમરણમાં સરમાયો. હરી૦ ૫
આપ સર્ણ લ્યો અક્ષરા તીતરે, તમ ચરણે રાખો મુજ ચીત્તરે;
વ્યાસ વલ્લભ ગાય ગુણ ગીત. હરી૦ ૬



## પદ ૧

નંદના લાલજીરે એ રાગ.

અભાગી જીવડારે, તેં તો આયુષ તારૂં ખોયુ,
અવની અવતરીરે, શું સોચન કરીને જોયું, ૧
માહા મોહ જાળમાંરે, થઇને બેઠો તું ઘરબારી;
સત્ય માંની રહ્યોરે, છૈયાં છોકરડાં ને નારી; ૨

બંધવ બેનડીરે, સગાં માન્યાં માને બાપ;
હરી સમર્યા નહીરે, તારો કેમ ટળે તન તાપ; ૩
હતો તુ બાળકોરે; ત્યારે ઘી સાકર નો આર;
જવાની ઉપજીરે, કીધા સ્વાદે શાક વઘાર; ૪
સુવા સેજડીરે; લીધા વીધ વીધ ના વઇભોગ;
ઘડપણ આવીયુંરે, થયો કફ પીત વાયુ રોગ. ૫
બે ચાર દીકરારે, નારી વરી રેહે તે સર્ણ;
ભાવ પુછશે નહીંરે, તારે મરતૂં વશીને ચર્ણ ૬
જીવ ગયા પછીરે. તને તાણી બાંધશે બંધ;
રડશે કુટશેરે, કરશે મોં ઢાંકનો ધંધ; ૭
મશાણે મુકશેરે. કરશે કાષ્ટ ચીતા તૈયાર;
સૂઆડે તેહમાંરે, સુધશ કેમ શેજેસૂનાર. ૮
વ્હાલાં તાહ્યરાંરે, તુને દેશે અગની દાગ;
સ્વાદ મોઢા તણારે, તે મોઢા પર મુકશે આગ. ૯
ખોરી ખોરીનેરે, દહન કરી કાઢશે મુળ;
પછી તુજ નામનેરે; લખી ઉપર વાળે ધુળ. ૧૦
નારી તાહ્યરીરે, થાશે રંડાપે તૈયા ર;
વસ્રો નવાં નવાંરે, ધરશે અંગે સૌ સણગાર. ૧૧
અરચા તાણશેરે; કુમ કુમ રોળીને કપાળ;
જાણે વહુ વીવાતીયાંરે; થૈને લે ખુણની સંભાળ. ૧૨
ભટકવું મટી ગયુંરે, બાર મહીનાની વળી નીરાંત;
સહુ સગાં મળીરે ધારી કરવા તારી ન્યાત; ૧૩
શાંધાં લાવવારે,લાવે શુકનમાં સબરસ,
ન્યાત તુજ નામનીરે, પણ કરનારાં લેશે જસ; ૧૪
ગળપણ વાવરીરે, કરે ગળ્યાં સૌનાં મુખ;

જો તુ મુઆ તણુરે, શું થયું સગાંને દુઃખ; ૧૫
જસદે ન્યાતનારે, ત્યારે હૈડું બહુ હરખાય;
તારા મ્હોતનુંરે, જમના દુઃખનુ દુઃખ ન થાય; ૧૬
માટે જીવડારે, મ્હારૂં મ્હારૂં કરે શામાટ;
તારૂં કોઇ નથીરે, કચવી છે જમ પુરની વાટ; ૧૭
દુઃખ પડશે ઘણુરે, ત્યારે છોડાવશે નહી કોય;
પુંડળ પ્રાણીયારે, તને પસ્તાવોં બહુ હોય; ૧૮
પાણી પ્હેલથીરે, ચેતીને બાંધીલેપાળ;
સાચી વ્યાસનીરે, વાણી જાણી ભજ દયાળ; ૧૯



## પદ ૨

### રાગ ઉપરનો.

પાપી પ્રાણીયારે તારો અમુલ્ય અવસર જાય,
કમાણી ખરેખરીરે, તારી આવેલી ખોવાય. ૧
વીશય સુખ કારણેરે, રાત દીન ધંધો કરવા ધાય;
પણ એ સુખડુરે, અચળ રેહેશે નહી સદાય. ૨
જો સ્વપના મહીરે, મ્હોટો બને રાજ ધીરાજ;
ઘેર રથ ગોડલારે, થાયે નોંબતના અવાજ. ૩
છડીદાર આંગણેરે, રાખે રાણી દસકે બાર;
હુકમ તુજ હાથમાંરે, સુખડુ સ્વપનાનું અપાર. ૪
જુએ જાગીનેરે, તો તેં માંનુ નહી તલ ભાર;
નીસાસો નાંખીનેરે, પાછો મન વાળે ગુમાર. ૫
ત્યારે પ્રથમથીરે, તારૂં મન વાળી તું બેશ;
ધાર્યું બને નહીરે, માટે છોડ ત્રષ્ણા તુ નેંશ. ૬
સપના તુલ્ય છેરે, આતો સંસાર કેરૂ સુખ.

મીથ્યા થઇ જશેરે, તેવેળા વીકાશીશ મુખ. ૭
નિત્યના પ્રલયમાંરે, જેવુ સપનાનું સુખ થાય;
નીમીત પ્રલય લગીરે,આતો સુખડુ સત્ય દરસાય. ૮
મુંમત મુકીનેરે, સાચું સુખ હરી પદનું આલ્ય.
વ્યાસ વલ્લભ વદેરે, ચાતુર નર ચેતીને ચાલ્ય. ૯



## પદ ૧

ડુંગરપરી રેક્તાનો રાગ.

જોલ્યા જીવ વાત વીચારી;છેવટ ગત્ય શી થશે તારી. ૧
તુ આવ્યો આ દેહ માં કયાંથી, સગાં તારાં માન્યાં તેં શાથી ૨
ગયે જનમે તું કોણ હતો, કહે દીકરો તુ કોનો થતો ૩
થયો જેને તેને પરહર્યો, આવી અહીં બાપ બીજો કર્યો. ૪
કર્યા બાપ જીવ હતા જેટલા, હજી કરવા ધાર્યા કેટલા. ૫
જ્યાં ને ત્યાં તુ થૈ રહ્યો બેટડો, પડયો મુળ બાપથી છેટડો. ૬
ઘણા તાત તેં કર્યા પાપી, કોયે તારી કષ્ટી નવ્ય કાપી. ૭
ગયો જ્યાં ત્યાં મજુરી કરી, ન બેઠો તુ કોઇ ઠામે ઠરી. ૮
રળી ખપી ધામ તેંનાં ભરી, ગયો જખ મારીને નીસરી. ૯
તેવી રીતે જૈશ તુ અહીંથી, ન પામ્યો લાભ તુ કઇંથી. ૧૦
બધે ખોટ ખાઇને ખપીયો, જરા જગધીશ નહી જપીયો. ૧૧
વારંવાર દેહ ધરી શું કર્યુ, પરાયાનું રણ રણીયા ભર્યુ. ૧૨
જેવો બેલ ઘાંણી માંહી ફરે, ફરી પુરૂ ઘાંચી કેરૂ કરે. ૧૩
કરે પુરૂ પણ પામે પુળો, ન કરેતો ભોંકે લોંહ સુળ્યો. ૧૪
ભોંકી સુળ તુજને તે દમે, રળે તુને ઘાંચી તત્વ જમે. ૧૫
તેવું તાહરૂં રળેલું જેહ, જમે તત્વ હોય ઘરનાં તેહ ૧૬
તૂને તો મળ્યા કરે પેટીયું, ઘણા જન્મ દુઃખ તેં વેઠીયું. ૧૭

કોઇ જન્મ શાન્તી નવ્ય વળી, આપીલે શ્રીનાથ જ્ઞાને પળી.૧૮
જશે જન્મ મ્રત્યુ તારૂં ટળી,વદે વાણી વ્યાસ જ્ઞાને મળી. ૧૯

## પદ ૨

### રાગ ઉપરનો.

જોજ્યા જીવ શી ગતી થાશે, આજ કાલ કાળ ખઆશે. ૧
જે વેળા દેહથી છુટીયો, તેવેળા ખાઇશુ જુતીયો ૨
ઝાલી જમ માર મારે અતી, દયા દલમાં ન રાખે રતી ૩
જેવિ મતી તેવી થાશે ગતી, સગાં છોડાવવાનાં નથી. ૪
ઘેરે જમડા કરી ઘેરો, પડે માર મુદગળ કેરો. ૫
અરેરે એ કેમ ખમાશે, સહન શી રીતથી થાશે. ૬
અત્યારે આ સત્ય માને નહી, દેઉ દ્રષ્ટાંન્ત જોતુ અહી. ૭
જેવો તસ્કર ચોરી કરે, કરંતાં ભય નવ્ય ધરે. ૮
ધરે નહીંને કરે ચોરી, ગ્રહે રાજ દુત ધાઇ ઘોરી. ૯
કેવો ભુજ બાંધીને તાણે, ત્યારે ઘણી કષ્ટી મન આણે. ૧૦
પેહેલો ભય ભાસ્યો નહી જેવો, નથી તુને જમ ભય તેવો.૧૧
નથી ભય તે થશે સાચુ, નહી રહે કષ્ટમાં કાચુ; ૧૨
દેઇ કષ્ટ આપે ચોરાશી, પાછી પડે કંઠમાં ફાંશી. ૧૩
કદી થાય દેહ જળ ચરનો, રહે ભય નીત્ય ઢીમરનો. ૧૪
કદી ફળ ચર દેહ ધરે, તે વેળા પાર્ધી કાળ કરે. ૧૫
કદી વન ચર દેહ મળી, બને હયહાંથી ઉંટ વળી. ૧૬
બળદ ખર પાડો થૈ પડીયો, તે વેળા ધાટ ઘણો ઘડીયો. ૧૭
થયો હયતો પલાણુ કરે, જેને તે બેશીને સંચરે. ૧૮
કદી ગજ રાજ દેહ ધડી, બેસે સાલ પાંચ બાર ચડી. ૧૯
કદી થયો ઉંટ કો ટાણે, બરાડેને સ્વાર પલાણે. ૨૦

બળદની દેહ કદી ધરી, ખેંચી ખાંધ પર ધરે ધોંસરી. ૨૧
કદાચીત ખર દેહ થયો, તોતો વણ મોતે માર્યો ગયો. ૨૨
નાંખે પીઠ પર ગુણા ઘણા, પુંઠે દે દે કરે ડફણા. ૨૩
કદી પાડો થૈને અવતરે, પાણીની પખાલ પીઠે ભરે; ૨૪
એવી રીતે મ્હા મ્હેનત પડે, કદી કાળ થાક તુજને ચડે. ૨૫
ચડે થાક તેથી ચાલ્ય રડે, ન ઉઠેતો છેકા છેક છડે. ૨૬
કરાવ્યું ન કરેતો કનડે, મારી જખ કામ કરવું પડે. ૨૭
એવું એવું દુઃખ પડશે ઘણું, નહીં કોઇ દયા લાવે ક્ષણું. ૨૮
અરેરે એ દીન કેમ જાશે, ચોરાશી કેમ વેઠાશે. ૨૯
એવી સહૂ વાત વિચારી, જનમ તારો નાંખ સુધારી. ૩૦
પુરણ પામીશ પછી કષ્ટી, જનાવરને તુ જો દ્રષ્ટી. ૩૧
માટે તૂ ઉગાર્યં સૌ ફેરી, સાચી વાત વ્યાસજી કેરી ૩૨

---

## પદ ૩

### રાગ ઉપરનો.

સમજ સંસાર સબ જુઠા, જેસા ધુમારકા મુઠા;
પક્કા પ્યાર ઉરમે ઉઠા, તેરા તબ કીશમત ફુટા. ૧
ખોદાયે આદમમે ડારા, નામુકા કર્લે પોકારા;
ખોદાકા વલ્લી બન પ્યારા, ઇસ્મેસે હોયગા ગુજારા. ૨
તું આયા જબ થા છોટા, તેરે તબ નાહી થા તોટા;
પીછે ખેલ કર લગે ખોટા, ધુચાયા ધરૂકા ગોટા. ૩
ઓરત દીલદાર તું લાયા, ખુશીસેં ખાન ખુબ ખાયા;
પીછુસેં આરામ બીછાયા, ખોદાકા ખેલ નહીં પાયા. ૪
મોહી મોંહોબ્બતમેં ચડા, રેતા તાજગીરમેં ખડા;
પાપુકી પખાલ મેં તું પડા, મચાંયા ખેલ બ્હોત બડા. ૫

કપટ કર ન્હાય વાંસે લાના, દામકા દર્દે દીવાના;
મજેમેં હોજાત મસ્તાના, જરૂર એક દીન મર જાના. ૬
સાહેબકું યાદ નહીં લાતા, તેરા દીન જલદીસેં જાતા;
વલ્લભ મોહોસેં ગજલ ગાતા, ખોદાકું યાદ નહીં આતા. ૭

પદ ૪

રાગ ઉપરનો.

સમજ માનલાલ તું મેરા, આલમમેં કુછ નાંહી તેરા;
ફીસા કર ફીરતા ફેરા, જંગલુંમેં હોયગા ડેરા. ૧
ધનીકી ધેનું હે લાલા, ચરાવન જાત ગોવાલા;
કબુએ ન દેખે પય પ્યાલા, નક્કામા દલાલ કર ડાલા. ૨
માલીક બીન કેહે માયા મેરી, સમજ મન તું નહી તેરી.
સબી ચીજ હે ખાવન કેરી, લીયા જુઠ જાલ મેં ઘેરી. ૩
સકત સપટાઇ જાવેગા, પેટ ભર જુતી ખાવેગા.
ચોરાશીમે ફીર આવેગા, જબી હરી ગુન ગાવેગા. ૪
ઉંધા સુધા કરદે પ્હેલા. ગરવ સબ છોડદે ઘેલા.
જુઠા હામ દામ હવેલા, હોજા સત ગુરૂકા ચેલા; ૫
સમાગમ સત્ય હોવેગા. સંગ સાધુ મેલ ધોવેગા;
જીકર જીનગાની ખોવેગા, પીછુસે આપ રોવેગા. ૬
જ્ઞાન ધ્યાન દાનમે રેહેના, આદમ દેહ લ્હાવ એહી લેના.
સુખ દુખ સમ તુલ્ય સ્હેના, સમજ સચ બ્યાસકા કેહેના. ૭

## પદ ૧

સારૂ સારૂરે સૂરત સેર એ રાગ

ભજો ભજો ભાઇ ભજો ભગવાન, ભજન વણ સહુ ખોટું;
તજો તજો ભાઇ તજો અભીમાન, તજ્યા વણ પાપ મ્હોટું. ટેક
ભગવત ભજવા અભીમાન તજવા, સજવા સુક્રીત કામરે;
અમુલ્ય દેહ આ મનુષ્યનો મળીયો, સોધી લેવુ સુખ ધામ. ભ ૧
ભજવાથી શું ભાગી પડેછે, નભજવે શું સુખરે;
અભીમાન રાખે શું કમાયો, તજવાથી શું દુઃખ. ભજ ૨
કહે કૃષ્ણ કૃષ્ણને રટ રામ રામજી, કર્ય બ્રહ્મબ્રહ્મ ઉચ્ચારરે;
ગોવીંદ ગોવીંદ ગા ગોપાળો, પ્રભુ પ્રભુ કર્ય પોકાર. ભજન ૩
હરી હરી હર નીશ બોલને બાપુ, સદા સુખ કારી તેહરે,
ભજન કર્યે ભય ભાગે ભવનો, મટે ચોરાશી દેહ; ભજન ૪
સ્થુળ સુક્ષમથી મુક્ત થઇથા, બ્રહ્મ પદ માં તદરૂપરે;
વ્યાસ વલ્લભ ભણે હણતુ ઉપાધી, તે ઉત્તમ અનુપ; ભજન ૫



## પદ ૨

રાગ ઉપરનો.

સુણો સુણો સત્ય ધરમી લોક, કળજુગની કરણી;
જોઇ જોઇ ઉપજે મન શોક, કહુ વારતા વરણી; ટેક
કળયુગ વારે ઘણે કુધારે, ચાલે હરીના દાસરે;
કાળજડામાં કાતી ક્રરોડો, મ્હોઢામાં મીઠાશ. કળજુગ ૧
જય જય કરતાં નર નાર ફરતાં, માળા રાખે પાસરે;
કોઇ દીન હરી જન મેંમાન પધારે, પડે રૂદેમાં ત્રાસ; કળજુગ ૨
હસ્તે મુખડે આવો એમ બોલે, હઇઆમાં સંતાપરે;

બેસો કહી બારણે બેસાડે, કયાં આવ્યુ આ પાપ કળજુગ ૩
સાળોકે દીઅરીયો આવે, તો ઉપજે ઉમંગરે;
પધારો પધારો કહી ઓરડામાં, ઢાળીઆપે પલંગ; કળજુગ ૪
હરીજનને દે કણકી કોરમું, બાકી ખાઓ ઘરબ્હારરે,
દીયર સાળાને હુંનાં પાણી, ઘણા ઘીના કંસાર; કળજુગ ૫
જળ હરીજનનુ લાવતાં બબડે, નર નાર માંડે જુધરે;
દીયર સાળાને જળ માગતામાં, લાવીને આપે દુધ; કળજુગ ૬
ખબર નપુછે હરીજન કેરી, મુખ મરડીને જાયરે,
દીયર સાળા સંગ હશી હશીને, વાતનો હરખ નમાય; ક ૭
સગાંને સારૂ સેજયો સુધારે, તળાઇ ઉશીકાં અનેકરે;
હરી જનને પાથરવા આપે, ગોદડી ગાભો એક કળ ૮
સગાંને ખેંચ તાણ કરીને,રાખવા આતુર થાયરે;
હરી જનને મશે મશે બોલીને, તરત કરે વીદાય; કળ ૯
છેવટનો સગો હરીજન મુકી, સ્વારથી સમાં ચાહાયરે,
વલ્લભ વદે એવા ભક્ત કુડીલા, કો કાળ મોક્ષ નજાય; કળ ૧

પદ ૧

સાધુ તો જેને કહીએરે. એ રાગ.

વીવેકે વિચારોરે, સત્ય વસ્તુ શોધવાને;
મીથ્યા શું પોકારોરે, સત્ય વસ્તુ સોધવાને. ટેક
રવી રવી બૂમો પાડે, ન થાયે પ્રકાશ;
ખરો રવી પ્રગટે ત્યારે, તીમર પામે નાશ. વિવેક૦ ૧
ઉંઘમાં લવે હું જાગુછું, પણ તે કેમ મનાય;
વગર ખાધે ખાઉછું એવું, બોલે ભુખ ન જાય. વિવેક૦ ૨
નગ્ન કેહેશે દીપુછુ પણ, વસ્ત્ર વીનાનો નર્શ;

જળ વીના જળ પીઉછું કહે, છીપે નહી તર્શ. વિવેક૦ ૩
ઘર મધે હું બેઠોછું, રસ્તામાં કહે કોય;
મનથી માની લેછે ઘર પણ, ઘરનું સુખ નવ હોય. વિવેક૦ ૪
કાગળ ઉપર ગ્હની ગ્હની, લખો બહુ વચન;
તે લઇ રૂમાં દાટે પણ, ન થાયે દહન. વિવેક૦ ૫
સાચો ગ્હની જો અડેનો, રૂ પ્રલે થઇ જાય;
વલ્લભ કહેછે ભક્ત કળીના, ભ્રમ જળ દેખી ન્હાય. વિવેક૦ ૬



પદ ૨

રાગ ઉપરનો.

જોયા જોયારે, હરી જન જગતના;
બહુ રીતે વરત્યારે, ભારે ભેદ ભગતના. ટેક
ભક્ત થઇ માળાઓ પેહેરે, ટીલાં તાણે મોટાં;
કૃષ્ણ ગોપીનો સંવાદ ગાયે, વાયક વદે ખોટાં. જોયા૦ ૧
સ્નેહે ભરેલા કવી લોકે, સ્નેહેની વાણી ગાઇ;
સખી ભાવે ભજુ એવી, કાઢી ચતુરાઇ. જોયા૦ ૨
ગરબી ગજલ ને લાવણીયો, ઠુમરીયો તો ઝાઝી;
મધુર ભાંખે આડી.આંખે, ગાએ ગાજી ગાજી. જોયા૦ ૩
નામ બાપનું કામ આપનું, નેન બગેરાં મારે;
કાન ગોપીને વળગી ઉભા, વગોણું પોકારે. જોયા૦ ૪
માનનીયોને મોહ ચડાવા, ગાયું એવું એવું;
સપુત સૂત પીતાને વગોવે, એથી અધ્રમ કેવું. જોયા૦ ૫
ભાગવત મધે દસ્મસકંધે, રાસલીલા ગવાણી;
તેથી પણ જાદે સ્નેહે ગાઇ, જગત કર્યું ધુળધાણી. જોયા૦ ૬
મુળ પ્રાકએ જોવા જાવતો, ભાગવત ચાતુર સ્લોકી;

તરણનો મેર કર્યો મહી, મ્રેહેની વાતો એકી. જોયા૦ ૭
ચાર સ્લોકમાં આવડી લીલા. કોહો ભાઇ કયાં સમાણી;
મ્રેહે વાળાની મ્રેવાણી તે, મ્રેહે વાળે વિખાણી. જોયા ૮
સખી ભાવ નવધા ભક્તીમાં,કોઇ કાઢી બતાવો;
શખા ભાવને શખી ભાવ કહી, શીદ સહુને સમજાવો. જોયા ૯
હૈયાના ભૈયા કાઢીને, ગપોડાં ગોઠવિયાં;
જેને જેવાં ગમ્યાં તેવાં, ઉટાંગો ઓઢવિયાં. જોયા ૧૦
પણ બુદ્ધી સરવે પ્રાણીમાં, આપી છે શ્રીહરીએ,
તેમ છતાં ગપાષ્ટકોનો, તોલ કેમ ન કરીએ; જોયા ૧૧
બોલ તણો તો તોલ ન જાણે, કરે મુમતનો ધંધો,
મ્હોટા થવા મુમત ઝાલે, વ્યાસ કહે તે અંધો. જોયા ૧૨

## પદ ૧

### રાગ પરજ

અહો રામ રામરે, દેહ ગયે દુનીયાં ગઇ;
ગયાં નાત જાત તાતરે, ગયાં બૈરાંઓને બાળકાં;
ગયાં ભગનીને ભ્રાતરે, દેહ ગયે દુનીયાં ગઇ ટેક
અહો રામ રામરે પંડે ગયાકે ગઇ માવડી,
ગયો સકળ સંસારરે, ગયાં ઘર બારને ગાદીયો;
ગયાં વિતને વ્હેપારરે, દેહ ગયે દુનીયા ગઇ ૧
અહો રામ રામરે, ગયાં આભુશણ અંગનાં,
ગઇ સુખ સજ્યાયરે, ગયાં મંચકને માળીયાં;
કેડે કાગ વાઘ થાયરે. દેહ ગયે દુનીયાં ગઇ ૨
અહો રામ રામરે, કોમળ પથારીયે પ્હોઢતા:
તેતો પ્હોઢયા કાષ્ટ માંયરે; ઓઢવાને ઉંચાં નીચાં લાકડાં;

અંગ ઉઘાડાં દેખાયરે; દેહ ગયે દુનીયાં ગઇ ૩
અહો રામ રામરે, મધુરે મ્હોઢે પાન ચાવતા,
પડી તેને મ્હોઢે આગરે, ઉષ્ણ રૂતુયે અંગજાળવ્યું,
તેના પર્જળાવે પાગરે દેહ ગયે દુનીયાં ગઇ. ૪
અહો રામ રામરે, ઉંદર ખોદને ભોરંગ ભોગવે,
કીડી સાંચી સાંચી જાયરે; કણ મેળવેલા કઇ કાળના;
તેતર ખોદી ખોદી ખાયરે; દેહગયે દુનીયાંગ ઇ. ૫
અહો રામ રામરે, કોયલને ઉછેરે કાગડો,
જાણી પોતાનો સાથરે; છેવટે ઉડીને જાય જાતમાં;
પેલો કાગ ઘસે હાથરે; દેહ ગયે દુનીયાં ગઇ. ૬
અહો રામ રામરે, ઘણાગયા છેયાં છત છોડીને;
ઉડે હવેલીયે કાગરે, ભલેરા મ્હોલે ભમ્યાં ભુતડાં;
સળ્યાં શીશવોને સાગરે, દેહગયે દુનીયાં ગઇ ૭
અહો રામ રામરે, બેડી કાપડમાં કસારીયો;
લુણો લાગ્યો ઘર ભીંતરે; ઉધેઇ લાગી ઉભે થાંભલે;
લોક લુંટી ગયું વિતરે. દેહ ગયે દુનીયાં ગઇ ૮
અહો રામ રામરે, ભુલ્યો તે ભટકાયો ભોગમાં.
અંતે તુટી ગયો તોડરે, વલ્લભ વદે ચેતી બોલજો;
જેજેશ્રી રણછોડરે. દેહ ગયે દુનીયાં ગઇ. ૯

---

પદ ૨

રગ ઉપરનો

અહો રામ રામરે, મ્હારૂ મ્હારૂ કેહેતાં કઇ મરી ગયા,
તારૂ નહી તલ ભારરે, પોતાનુંહોય તો જાયે નહી;
જીવ કરીલે વિચારરે. મ્હારૂ મ્હારૂ કેહેતાં કઈ મરી ગયા ટેક

અહો રામ રામરે, ભીખારી હતા તે મસ્થો થયા,
થયા મસ્ત મરીબરે; સોનાને થાળે જમતા હુતા,
તેને ના મળી ઠીબરે. મ્હારૂ મ્હારૂ ૧
અહો રામ રામરે, નગર ઠેકાણે ઞગર થયાં
થયાં સુસરાં શેંમરે, શેંમને ઠેકાણે પાધર પડ્યાં;
અનાદી ચાલે એંમરે, મ્હારૂ મ્હારૂ. ૨
અહો રામ રામરે, ઉકરડે ઉપડી હવેલીયો,
હવેલીના ઉકરડાયરે; રાજાહુતા તે થયા રાંકડા,
થયા રાંકડા તે રાયરે. મ્હારૂ૦ ૩
અહો રામ રામરે, એકના અનેક સુત ઉપન્યા,
થયા અનેકના એકરે; વસ્તારી કેહેવાયા વાંઝીયા,
વાંઝીયાના અનેકરે. મ્હારૂ૦ ૪
અહો રામરામરે, બેસતા ઘોડલેને ગાડીયે,
તેને ન મળ્યાં ઉપાનરે; જરીયાંનો ચરણમાં ચોળતા,
તેનાં ઉઘાડાં વાંનરે. મ્હારૂ૦ ૫
અહો રામરામરે, જર તણું જોર માતુ નતુ,
તેના નર્મ થયાં માત્રરે; કુપાત્રે સુપાત્ર નીકળ્યા,
સુપાત્રોના કુપાત્રરે. મ્હારૂ૦ ૬
અહો રામરામરે, હોયને જતુ રહે પલમાં,
નઠ્ય હોયને થાયરે; દસા વીશી સહુને ખરી
મુંઢ મીથ્યા કુટાયરે. મ્હારૂ૦ ૭
અહો રામરામરે, તેવડ તારી રેહેશે નહીં,
કરે વલ્લભ હોડરે; વેળા વેળાની છે છાંયડી,
બોલો જેજે શ્રીરણછોડરે. મ્હારૂ૦ ૮

## પદ ૩

રાગ ઉપરનો.

અહો રામરામરે, જોને આ સાર સંસારનો,
તારે મુએ કોને શોકરે;ચોકામાં ચીજો ઉતારશે,
મીથ્યા મુકશે પોકરે. જોને૦ ટેક
અહો રામરામરે, રોતાં રળેલું પુછશે,
માગી લેશે હીસાબરે;તૂ કહે કેડે વાવરવા,
તેનો નહીં દે જવાબરે. જોને૦ ૧
અહો રામરામરે, એમ કરતાં મુકી દેહડી,
સગાં સાથ સહુ રોયરે; નક્કામો જાણી ઉપાડશે,
ઘડી રાખે નહી કોયરે. જોને૦ ૨
અહો રામરામરે. નારી તારી નવે લુગડે,
સજી અંગ સણગારરે; કોરાં કાંકણુ કર પ્હેરીને,
નીસરે ઘર બ્હારરે. જોને૦ ૩
અહો રામરામરે, કપોળે કુમ કુમ રોળીને;
શીશે સીંચે ધુપેલરે, થાય જાણે વહુ વીવાતીચાં;
જુઓ રાંડયાનો ખેલરે. જોને૦ ૪
અહો રામરામરે, લોક લાજે તને કુટશે;
રોશે એક દીન રાતરે, ચુડી કરમ કરીને વહુ;
કાહાડે ફીચાની વાતરે. જોને૦ ૫
અહો રામ રામરે, ભંડાર ભોંયરાં ઉપેડશે;
નહી નીકળે કદાપરે, નીસાસો નાંખી તુજને;
દેશે કુળ કુળી સ્રાપરે. જોને૦ ૬
અહો રામ રામરે, જડે જરતો ખુશી થશે;
હશે ચાવરો વીતરે, ભોજન કરો ભાતભાતનાં;

માન્ય માગવામાં ચીતરે. જોને૦ ૭
અહો રામ રામરે, ઓહો કરીને ઉભા રહે;
સહુ સગાનો સાથરે, મારે તડાકા ટાઢા થઇ;
જોઇ રહે વાટ નાતરે. જોને૦ ૮
અહો રામ રામરે, કરાવો ઘેબર ગલપાપડી;
પડાવો પકવાનરે, ગળ્યાં જમણ તે મુઆ તણાં;
એ તે કાણકે જાનરે. જોને૦ ૯
અહો રામ રામરે, મીઠાં મોઢાં થાય લોકનાં;
જસ લે પરીવારરે, તારા કરમના કોયલા;
તારૂ દુઃખ દન ચારરે. જોને૦ ૧૦
અહો રામ રામરે, નામ તારૂ નેવે મુકીયુ;
ટાળી તનનો ઉચાટરે; નાત સાથ ખવરાવે ખુશથી,
પોતાને ખાવા માટરે. જોને૦ ૧૧
અહો રામ રામરે, તુજ કાજ કોઇ કરે નહી;
કરે સ્વારથી કામરે: સુખે કે દુઃખે તુને રડે,
તપાશી લે તમામરે, જોને૦ ૧૨
અહો રામ રામરે, સુખડું દીધેલું સાંભરે,
રળી લાવ્યોતો એહરે; જીવ્યો હોતે તો વધુ લાવતે,
તને રડવાનુ તેહરે જોને૦ ૧૩
અહો રામ રામરે, દેવુ દેવાનું દુઃખ હોયતો,
રૂવે વારમ વારરે, જીવ્યો હોતે તો રણ વાળતે;
તને તેના પોકારરે. જોને૦ ૧૪
અહો રામ રામરે, કાંતો ઓથ સારૂ લોથને રડે;
સહુ સ્વારથ કાજરે, પણ તૂં કયાં પડયો હઇશ જીવડા;
તેનો કોને નહીં દાજરે. જોને૦ ૧૫
અહો રામ રામરે, હશે તુને સૂખડું કે દુઃખડું;

તેનો ન કરે વિચારરે, સ્વરગે રહ્યો કે નરકે ગયો;
મળ્યું માન કે મારરે. જોને૦ ૧૬
અહો રામ રામરે, સ્વાનને સ્વરૂપ કહી આવીયો;
પેસવા ઘરમાંયરે, ઉઠે લૈઇને લાકડી;
તારૂં ચાલે નહીં ત્યાંયરે. જોને૦ ૧૭
અહો રામ રામરે, જીણી દ્રષ્ટીએ જો જીવડા;
માયા મોહ તન તોડરે, વલ્લભ વદે સહુ બોલજો;
જેજે શ્રી રણછોડરે. જોને૦ ૧૮



## પદ ૪

### રાગ ઉપરનો

અહો રામ રામરે, રંગ બંગ ઢંગ ગયો અંગનો;
થયું ઘરડેરૂ ગાત્રરે, ચક્ષુ ગળીને ઉંડાં ગયાં;
નરમ થઇ નસો માત્રરે, રંગ૦ ટેક
અહો રામ રામરે, દંત પડયાને ડાચાં મળ્યાં;
સુધ્ય વદી ના શકાયરે, ચરણો ચાલતાં ધ્રુજી પડે;
કંપે થરથર કાયરે. રંગ૦ ૧
અહો રામ રામરે, વાત કરતાં લાળ નીસરે;
આવી કાનમાં બ્હેરાશરે, નાશીકા ચુએ ગંદી ગોબરી;
કોઇ બેસે નહીં પાસરે. રંગ૦ ૨
અહો રામ રામરે, જવાનીમાં રળીને મરી ગયા;
પડયું પુત્રોને ભોગરે, એટલે સગા થયા નારના;
કોણ જુએ મારો રોગરે. રંગ૦ ૩
અહો રામ રામરે, ઓસડ વાસડ કોઇ ના કરે;
કેહેવા જાઉં કદી કાંયરે, વહુબહુ હાઉ કરી ઉછળે;

ધરી કરડવા ધાયરે. રંગ૦ ૪
અહો રામ રામરે, કહું સુતને તો સુણે નહીં;
વહુ કેડ લઇ વાતરે, દીકરા ડાહ્યા કરે દાંતીયાં;
ફેહેશે મેરનેતું તાતરે. રંગ૦ ૫
અહો રામ રામરે, ઘડપણમાં ગણ્યાં ગાંડીયાં;
જોડે ઘરડી થઇ નારરે, ટુંકારા હુંકારા કરે સહુ;
વહુઓના કારભારરે. રંગ૦ ૬
અહો રામ રામરે, સાંચી સાંચી દીધું સુતને;
કયાંથી કરૂં કાંઇ દાનરે, કોડી માગેથી મળે નહીં;
આપે થાઉં હેરાનરે. રંગ૦ ૭
અહો રામ રામરે, ઘરનું વગોણું કરૂં બારણે;
તેમાં શો વળે દંનરે, લોક ઉલટા હાંશી કરે;
ખુશી થાય દુરી જનરે. રંગ૦ ૮
અહો રામ રામરે, જવાનીમાં માળા ન ફેરવી;
ધર્યું નહી હરીધાનરે, આશાએ ઉછેર્યાં બાળકાં;
રણુ ભર્યું ભગવાનરે. રંગ૦ ૯
અહો રામ રામરે, મ્હારાં મ્હારાં ધારી મોહી ગયો;
થયો કરમનો વાંકરે, જોબનમાં જરા નવ જાણીયું;
જખ મારી થયો રાંકરે. રંગ૦ ૧૦
અહો રામ રામરે, અમલ ઉતર્યો હવે આપનો;
થયાં રાણીયોનાં રાજ્યરે, અધીકાર એક પાપો પેટનો;
તે પણ લોક લાજરે. રંગ૦ ૧૧
અહો રામ રામરે, ઓસીઆળો અવતાર આવીયો;
પરવશ નારી નરરે, કાળ આવ્યો ને મુકી ચાલીયો;
ભર્યાં ભાદર્યાં ઘરરે. રંગ૦ ૧૨
અહો રામ રામરે, આપે ન વવરાયું આપનું;

થયા અન્ય અધીકારરે, ડાલાં આવ્યાં ને ડાલાં ચાલીયાં;
વહી છુટયાં અવતારરે. રંગ૦ ૧૩
અહો રામ રામરે, કોડી કોડી જોડી માયા મેળવી;
ચોટયું વીતમાં ચીતરે, જવાબ શો દઉ જમરાયને;
થયો પાપે ભય ભીતરે; રંગ૦ ૧૪
અહો રામ રામરે, પુંઠે પસ્તાવો બહુ પામીયો;
થઇ ગયો રોડા રોડરે, વ્યાસ વદે ચેતો જવાનીમાં;
બોલો જેજે શ્રી રણછોડરે. રંગ૦ ૧૫



## પદ ૫

રાગ ઉપરનો

અહો રામ રામરે જીવ વીંટાયો જંજાળમા,
માયા મસ્તાની છે છેકરે; મોહ મદમાં જીવ ઝીકીયો;
રહ્યો નહી લોભે નેકરે. જીવ વીંટાયો જંજાળમાં ટેક
અહો રામ રામરે; પાપી પેટે પાપો કર્યાં;
ભર્યા ભલેરા ભંડારરે; સગાં સહોદર ખૈ ગયાં;
સાથે લીધુ ન લગારરે. જીવ૦ ૧
અહો રામ રામરે, જમડાયે જીવડાને ઝાલીયો;
દીધો મુદગળ મારરે, પ્રાણ લાલ પ્રાહારથી ત્રાશીયો;
કરે કારમા પોકારરે; જીવ૦ ૨
અહો રામ રામરે; ચોટલી ઝાલી જમે તાણીયો;
નાંખ્યો ગોખરૂને પંથરે; અણીઆળો અંકુશે મારતા;
ચુટે ચાંમડી અત્યંતરે. જીવ૦ ૩
અહો રામ રામરે, વૈતરણી નદીમાં લાવીયા;
જેમાં રૂધીરૈનાં નીરરે; ઝબોળા ખાતો જમે નાંખીયો,

ઘણે દુઃખ ભયો તીરરે; જીવ ૪
અહો રામ રામરે, જમ રાય પાસ ઝાલી લાવિયા;
ઉભો કર્યો હરામખોરરે, જુહાર કરીને જમ બોલીયા;
લ્યો બાંધી લાવ્યા ચોરરે, જીવ ૫
અહો રામ રામરે, જમ રાયે એહ નીચું ધાલીયું,
દીધા હાથ બે કપાળરે; હુકમ કર્યો નીચુ ઘાલીને;
કયાંથી આવ્યો આ ચંડાળરે. જીવ ૬
અહો રામ રામરે, સુણીને દુત લેઇ ચાલીયા;
તાંણી ટાંગ્યો ઉંધે સીરરે, કંપેછે કાળજુ કારમું
વહે નેત્રોમાં નીરરે. જીવ ૭
અહો રામ રામરે, છુટવાને વારે વારે વિનવે;
હવે નહી કરૂં પાપરે; આટલી વેળા છોડો મુજને;
કોણ સાંભળે ત્યાં બાપરે; જીવ ૮
અહો રામ રામરે, જળ વણ કંઠે કાંટા પડયા;
ક્ષુધા પીડેછે પેટરે, જમ મારી તે હું ભુલીયો;
કરી વાહાલાંની વેઠરે. જીવ૦ ૯
અહો રામ રામરે, છોકરાં સ્રી એ મને છેતર્યો;
છેતરી ગઇ નારરે, રળી રળીને મેં ભર્યા;
ઘણા ગર્થ ભંડારરે. જીવ૦ ૧૦
અહો રામ રામરે, સગાં સાથે નવ્ય આવીયાં;
બેલી થયું નહી કોયરે, મુજ પેરે જે જીવ ભુલશે;
તેની આગત હોયરે. જીવ૦ ૧૧
અહો રામ રામરે, ત્રીસે દીવસ ટાંગી મુકીયો;
આવી જમને દયાયરે, જામીન થઇને છોડાવીયો;
ગયો ગર્ભવાસ માંયરે. જીવ૦ ૧૨

અહો રામ રામરે, માને ઉદર મળ વેડીયું;
નવ માસે પડયો બારરે, હવે વિચારી આલ્ય માણીયા;
બધો ધુળ છે સંસારરે. જીવ૦ ૧૩
અહો રામ રામરે, સુણી સહુ સમજીજ્જો;
સઆં નથી માત તાતરે, સાચુ ન હોયતો લે પારખું;
ગ્રહી બેશ માળા હાથરે. જીવ૦ ૧૪
અહો રામ રામરે, પાંચ માસ પૈસો ન જોડતો;
જોજે કરડવા ધાયરે, સઆં એ તારાં કે દ્રવ્યનાં;
વાળો આંક મન માંયરે. જીવ૦ ૧૫
અહો રામ રામરે, ચેતો ચેતો ભાઇ ચેતી ક્યો;
કહો કૃષ્ણ કર જોડરે, વ્યાસ વાણી સત્ય જાણી બોલજો;
જેજે શ્રી રણછોડરે. જીવ૦ ૧૬



પદ ૬

રામ ઉપરનો.

અહો રામ રામરે, દેહ દીધો શીદ દુઃખનો;
માયા માંએ સંસારરે, લપટાઇ પડયોછું તે લાલચે;
નથી શેવાતા શ્રી નાથરે. દેહ૦ ટેક
અહો રામ રામરે, સાસ્ત્ર વેદની વાત સાંભળી;
તેનો સાર જાણ્યો એહરે, સત્ય સમરણ સમજ્યા વીના;
પડે ચોરાશીમાં દેહરે દેહ૦ ૧
અહો રામ રામરે, તેનો ભય ભારે મને ભાશીયો;
હવે શો કરું ઉપાયરે, માયા ન મુકે મારો કેડલો;
દીનપર દીન જાયરે. દેહ૦ ૨
અહો રામ રામરે આટલી ઉમર એળે ગઇ;

ખણુ માન્યો નહીં થાગરે, જંજાળે જપ્યો નહી નાથને;
કેમ પામું મોક્ષ મારગરે. દેહ૦ ૩
અહો રામ રામરે, જેવો તેવો દાસ હરી તારશો;
એવો નહીં જરા વાંકરે, ચુકયો હો કદી કોઇ કામમાં;
તોહે જાણજો રાંકરે. દેહ૦ ૪
અહો રામ રામરે, જોઈ જોયું સુખ સંસારનું;
તેમાં નીકળ્યો ન સારરે, આપ વીના કોઇ બેલી નથી;
નથી તુ વીના ઓદ્ધારરે. દેહ૦ ૫
અહો રામ રામરે, અરજ કંગાલની સાંભળો;
મા ગુબેઉ કર જોડરે, વ્યાસ કહે તેનું સહુ માગજો;
બોલો જેજે શ્રીરણછોડરે. દેહ૦ ૬



## પદ ૧

સોના સામોતે સુરજ ઉગીયો. એ રાગ.

આજે ભગવત ભજવાનું ટાંકણું, મળ્યો મનુષવર્ગનો દેહ. આ. ટે
ફરી ફરીને આવ્યોછે છેડલો, લાગ્યો નટવર સાથે સ્નેહ. આ૦ ૧
લક્ષ ચોરાશી શરીર ભોગવ્યાં, હતાં નર્કની ખાંણી તેહ. આ૦ ૨
એવા નર્ક નીવારણ શ્રીનાથજી,વીશ્વંભર વીશ્વનોપતી એહ.આ૦૩
સાચોસ્વામી તેસમજીને ઝાલીયો,તેનીપ્રેરણાથી ટળીયોસંદેહ.આ.૪
કદી જગતનાજીવ કેહેશે જુઠડું,કોઇ કેહેશે આકાઢયોછે વેહ.આ૦
એવું જગનું કહ્યું નજોશો નાથજી,સત્યનું સમજોછો મનમાં હોયજેહ
વ્યાસ વલ્લભ વળગ્યોછે વીઠલા, જોજો દેતા છગીલાજી છેહ. આ૦૮



પદ ૨

રાગ ઉપરનો.

ભૈરે ભજવાની વેળાયો વીતશે;
જેને આવરદામાંથી ઓછી થાય.　　ભાઇરે૦　　૧
ભૈરે મનુષ દેહ હરીફરી આટલો;
પાછા પડીશું ચોરાશી માંય.　　ભાઇરે૦　　૨
ભાઇરે કાળ કપરો માંથે ટમટમે;
જેવો અજાને કસૈ હણવા ચ્હાય.　　ભાઇરે૦　　૩
ભાઇરે અજ્ઞાને મુમત ઝાલીયો.
નહી મરશુ રેહેશુ સદા હાંય.　　ભાઇરે૦　　૪
ભાઇરે એવું ધારેલું તારૂં જુઠડું;
તારૂં ધાર્યુંતૂંથી ન જીવાય.　　ભાઇરે૦　　૫
ભાઇરે ઠેસ વાગેને ઠેકાણે પડે;
જેને જોતાં જોતાંમાં ઘણા જાય.　　ભાઇરે૦　　૬
ભાઇરે ભજવા બ્રહ્મપણે રાખે વાયદો;
તેતો તારાથી કેમ કળાય.　　ભાઇરે૦　　૭
ભાઇરે તુજ પેરે ઘણા ઘણા ભુલીયા;
ભુલ્યા તે ડુલ્યા ખાસડાં ખાય.　　ભાઇરે૦　　૮
ભૈરે રાત દીવસ રળે રોકડા,
દેખી ભકતોથી નવ્ય સ્હે વાય.　　ભૈરે　　૯
ભાઇરે ઘડી ન ગાયા શ્રીગોવીંદને,
દેખી દેખી વલ્લભ અકળાય.　　ભાઇરે૦　　૧૦

## પદ ૩

### રાગ ઉપરનો.

ભઈરે ભજન ખરી તરવારછે,
ઝાલો કોઇ સુરા રણ ધીશ. ભઈરે૦ ટેક
ભઈરે કૃષ્ણ રૂપી કટારી ગ્રહો,
પછી પડાવો જમડાને ચીસ. ભઈરે૦ ૧
ભઈરે ભગવાન રૂપી ભાલો લેઇને,
છેદી નાંખો એ ચોરોનાં શીશ. ભઈરે૦ ૨
ભઈરે ગ્રહો ગોવીંદ રૂપી ગુપતી,
મુકો નસાડી માયાના પોલીસ. ભઈરે૦ ૩
ભઈરે હરી રૂપી હથીઆરથી,
રાખો રંગ ભોગ ઉપર રીસ. ભઈરે૦ ૪
ભઈરે ભજન રૂપી ધરો ઢાલડી,
તુને લડતાં ન વાગે કો દીસ. ભઈરે૦ ૫
ભઈરે રણછોડ રટી ને રણ છુટો,
વદે વલ્લભ જગમાં જીતીશ. ભઈરે૦ ૬

---

## પદ ૪

### રાગ ઉપરનો.

ભઈરે ધન્ય જનુંની હરી ભક્તની;
વેઠયો ગર્ભ પડયો પરમાણ. ભઈરે૦ ટેક
જેણે જનમીને જપ્યા જગધીસને;
સાચ્યા સમર્યા શ્રી પુરશ પુરાણ. ભઈરે૦ ૧
ભઈરે ભક્તીથી કુટુંબ તારીયું;

કર્યું ઇકોતેર પેઢીનું કલ્યાણ. ભઇરે૦ ૨
ભઇરે ધન્ય એ ભક્તની માવડી.
એનું ઉદર રત્નની ખાંણ. ભઇરે૦ ૩
ભઇરે હરીજન દાતા ન અવતર્યો;
તેતો રંડાએ વીંઢાર્યો પાષાણ. ભમેરે૦ ૪
ભઇરે પાકયો અંગારો પેટ પાપણી;
તેની સાત પેઢી નર્ક જાણ. ભઇરે૦ ૫
ભઇરે ભકતે જગતમાં જય વરતાવીયો;
વરતે જમપુરીમાં જેની આણ. ભઇરે૦ ૬
ભઇરે ભેટો ભકતને સહૂ ભાવથી;
જેની ભક્તી સાચી રામ બાણ. ભઇરે૦ ૭
ભઇરે જમદુત ત્રાસેછે ભક્તથી;
વદે વલ્લભ વીવેક નીવાણ. ભઇરે૦ ૮



## પદ ૫

### રામ ઉપરનો.

મારે ખરો ભરૂસો પ્રભુ તમતણો;
નથી માત તાત ભ્રાતનો આધાર. મારે૦ ૧
સગાં સહોદર સરવે છે સ્વારથી;
વળી સ્વારથી પુત્ર પરીવાર. મારે૦ ૨
પ્રભુ સુંદરી સગી સવારથની;
એવો સ્વારથી સકળ સંસાર. મારે૦ ૩
પ્રભુ સ્હાય કરજો સુભ કામમાં;
નથી બીજો કોઇ સ્હાય કરનાર. મારે૦ ૪

પ્રભુ પ્રેલાદને કરી સાયતા;
લીધો નરસીંગનો અવતાર. મારે૦ ૫
પ્રભુ સુધનવાની કરી સ્હાયતા;
કીધી કઢા સીતળ શ્રી મોરાર. મારે૦ ૬
પ્રભુ સ્હાય કીધીતી પાવકમાં;
નીભામાંથી ઉગાર્યાં મંજાર. મારે૦ ૭
પ્રભુ ગજ ગ્રાહ થયો તો નીરમાં;
તેને છોડાવ્યો વીશ્વાધાર. મારે૦ ૮
પ્રભુ કૌરવ કેરી સભા મહી;
રાખી લાજ ઉગારી પાંડવ નાર. મારે૦ ૯
પ્રભુ દુરવાસા સ્રાપ દેવા મોકલ્યા;
વનમાં હતા કુંતાના કુંવાર. મારે૦ ૧૦
પ્રભુ જૈ અક્ષે પાત્ર ઉઘાડીયું;
મહીથી સોધી કાઢયો ભાજીતાર. મારે૦ ૧૧
પ્રભુ તે તારે ત્રીલોક ત્રપ્ત કર્યાં,
કરી પાંડવને સ્હાય વારંવાર. મારે૦ ૧૨
પ્રભુ હરીચંદ્રનું સત્ય રાખીયું,
દીધો વીશ્વામીત્રને ચક્ર માર. મારે૦ ૧૩
પ્રભુ નરસૈ મ્હેતાને કરી સ્હાયતા,
કીધો સ્રાધ મ્હામેરાનો વ્હેવાર. મારે૦ ૧૪
પ્રભુ મીરાં બાઇને મળ્યાં વીખડાં,
કીધાં અમરીત સરખાં સાર મારે૦ ૧૫
પ્રભુ ગુણકાને ગોવીંદ રીઝીયા,
પ્હેર્યાં પુરણ પ્રેમ-વડે હાર. મારે૦ ૧૬
પ્રભુ એવા અનેકની વારે ચડયા,

તેવા ચડજો આ દાસને વ્હાર. મારે૦ ૧૭
પ્રભુ વ્યાસ વલ્લભ દાસ તાહારો,
જાણી માત તાત કરૂ પોકાર. મારે૦ ૧૮



## પદ ૧

### સંત સમાગમ કીજીએ ભાઇ. એ રાગ.

જો જીવડા એક કમાણી તારી, ભગવત ભજવાની આવીછે સારી;
કરીલે હોરતને થાતું વ્હેંપારી કે, ભગવત ભજવાનું ટાંકણું રે.૧
હોરત કરી માયા પદની તેં પાપી, ફર્યા કરેછે તું આપ અધ્યાપી;
તેથી નથી કલ્યાણ કધ્યાપીકે. ભગવત૦ ૨
કમાણી કીધી કુથલી કરી પરની, લેવડ દેવડ તેં કીધી ન હરની;
જનમી જંજાળ કરીછે આ ઘરની કે. ભગવત૦ ૩
નાત જાતમાં ઉપમા લીધી ઝાઝી, પરધન હરીયું તેં બેહક બ્હાજી;
તેણે ન થાય રંગીલોજી રાજી કે. ભગવત૦ ૪
ઉત્તમ અવસર મળીયોરે પ્રાણી,ક્યાં લગી ખેંચ્યાકરીશ ઘરઘાણી;
મનુષ જનમ શું કરે ધુળધાણીકે. ભગવત૦ ૫
ખોયા પછી તારે હાથ ન આવે, જપીશ કહી શું હરીને સમજાવે;
પટાવ્યું તારૂં પ્રભુ પાસે ન ફાવે કે. ભગવત૦ ૬
માટે કહીએ તુને હરીજન હોવા, લક્ષમી કરે ટીલું તુજ સૂખ જોવા;
ત્યારે તું જાય તારૂં મોંહું ધોવા કે. ભગવત૦ ૭
વ્યાસ વલ્લભ કહે તુંને વારી, કેમ બળી ગઇ બુદ્ધીજ તારી;
કેહેડ બાંધી ગાઇ લે ગીરધારી કે. ભગવત૦ ૮



## પદ ૨

રાગ ઉપરનો.

નરહરીનું નામ નઉકું છે ભાઇ, મોક્ષેચ્છુ આણી બીરાજે તે માંહી;
સામી તીરે તરીજા વાંસ સ્હાઇ, તો લક્ષ ચોરાશીથી ઉગર્યોરે. ૧
કૃષ્ણનું નામ કહે કેડ બાંધી, સાચપણે સામળાને લે સાધી;
મોહ મદ માયાની મટે ઉપાધી; તો. લક્ષ૦ ૨
વેસધરી નાયક જાય ટાંડે, તેવી રીતે ભક્તનો વેસ માંડે;
જગતનો ભય છેકાછેક છાંડે, તો. લક્ષ૦ ૩
સુભ કારજમાં શીદ ભય રાખે, ભય મુકી મુખ રામ રામ ભાંખે;
પાખંડ પટપંચ દુર કરી નાંખે, તો. લક્ષ૦ ૪
નીતીની લગામ લે કરમાંયે, જ્ઞાન રૂપી ઘોડલે સ્વાર થાયે;
થૈ સ્વાર મુળરૂપને મળી જાયે, તો. લક્ષ૦ ૫
ભરોંસો કર ભગવત કેરો ભાઇ, છેવટ છેડો નથી બીજો કાંઇ;
જ્યાંથી તું આવ્યો જઇશ તું ત્યાંઇ, તો. લક્ષ૦ ૬
છે ઘર ધરતીનો છેડલો જેવો, મુળપદ સહુનો છેડો છે તેવો;
માટે ત્યાં આત્મા અરપણ કરી દેવો, તો. લક્ષ૦ ૭
જો જ્ઞાનમાં ગતી ન પ્હોંચે તારી, તો ટુંકી રીત બતાવું છું સારી;
વદે વલ્લભ ગાઇ લે ગીરધારીતો. લક્ષ૦ ૮



## પદ ૧

હરી ભજનથકી છોટા હોય તે. એ રાગ.

આણંદ અતી, પણ સપના તુલ્ય આ સંસારનો જાણજે;
ચેત મુંઢમતી, અખંડ આનંદ કટી કશીને આણજે. ટેક
અલ્પાનંદ સઘળી માયાનો, અલ્પાનંદ જાયાં કાયાનો;

છે અખંડાનંદ જમરાયાનોરે. આનંદ૦ ૧
અખંડાનંદ તે અચળ સ્વામી, સહુ વીશ્વતણા અંતર યામી;
પ્રભુ પરમાત્મા છે મોક્ષધામીરે. આનંદ૦ ૨
જોજે મદારીને માંકડાં રખડે, રમે રમાડે તેને થાક ચડે,
ખેલ્યા જોનારને મ્હેનત ન પડેરે. આનંદ૦ ૩
છે મરકટ રૂપ સંસાર સારો, મદારી તે વીશ્વપતિ ધારો;
મુળ સ્વરૂપ તે બ્રહ્મ જોનારોરે. આનંદ૦ ૪
જે જોનાર તે પુરણ બ્રહ્મ છે, વીશ્વપતિ તે મદારી ત્યમ છે;
આ સંસાર સૌ મરકટ સમજેરે. આનંદ૦ ૫
તેથી પરમાત્માને રૂપ થાતું, લક્ષ ચોરાશીથી ઉગરી જાતું;
સમજીને વ્યાસનો સંગ સા તુંરે. આનંદ૦ ૬



## પદ ૨

### રાગ ઉપરનો

માર જમડાનો, મુકાવનારૂં હરી વણ જગમાં છે નહીં;
ઘેશ દમડાનો, મુરખ જન માયામોહમાં પડી રહી; ટેક
તું જાણેછે સગાંસાથ મારાં, નથી સગાં સુદરી સુત તારાં;
સહુછે સ્વારથનાં કરનારાંરે. માર૦ ૧
માત તાત અને ભગની ભાઇ, કાકા મામા માશી ભોજાઇ;
સહુ રાખે સ્વારથની સગાઇરે. માર૦ ૨
તું મ્હારાં સગાં સમ જેમાણી, હોય તારાં તો જો એંધાણી;
એક માસ મુકીદે કમાણીરે. માર૦ ૩
પછી કેવા તુજને ખવરાવે, મોહોઢું મરડે ને નવ્ય બોલાવે;
જેને તે ગોદા ઘાલવા આવેરે. માર૦ ૪
રળ્યા ખુપ્યા વીના ભાવ ન પુછે, ત્યારે તારૂં સગુ સૌ શાનું છે

તેંતો મુરખાઇથી મારૂં માન્યું છેરે મારુ૦ ૫
જોઈ પરીક્ષાને મુકય સાથ સહુ, કરી જોયોછે અનુભવ બહુ
માટે વ્યાસ વદે વારી વારી કહુ રે. મારુ૦ ૬

---

## પદ ૩

### રાગ ઉપરનો.

અમનાની જીવ, અલ્પાનંદ દેખીશું આનંદ થાયછે;
જેવો હરખ ધરે, તેવો આનંદ મટવાથી,દુભાય છે. ટેક
જોલ્યા જેટલું દ્રવ્ય તૂં પેંદા કરે, તે વેળાયે તું હર્ખ ધરે;
ખોવાયતો દસધણો રોઇ મરેરે. અમનાની૦ ૧
જોલ્યા પરણીને લાવે નારી, તે વેળા તું હરખે ભારી;
જો મરેતો સુધબુધ જાય તારીરે. અમનાની૦ ૨
કદી નારીને શ્રીમંત આવે, તે વારે હરખ તું ઉપજાવે;
મરે પ્રસવતાંતો રોવરાવેરે. અમનાની૦ ૩
કદી પુત્રતણી પ્રાપ્તી થાતી, તેણી વેળા ઉલટ નહીં માતી;
મરે સુતતો કુટવી પડે છાતીરે. અમનાની૦ ૪
અલ્યા રળીખપી દસ માળ જડે, તેવી વખત તુજને હરખ ચડે;
તે તુટી પડેતો હરનીસ રડેરે. અમનાની૦ ૫
ધરે હ્યાં અલ્પ આનંદ તણો, એનો ઉંડા ઉતરીને સાર શણો;
જાય આનંદને થાય કલેશ ઘણોરે. અમનાની૦ ૬
તે સારૂ આ આનંદ દે ત્યાગી, સૂખને દુઃખ તોળ ત્રાજવાં માગી;
વદે વલ્લભ ચેતચેત નીરભાગીરે. અમનાની૦ ૭

---

પદ ૪

રાગ ઉપરનો.

અગનાની જીવ,જ્ઞાન થયા વીના તું ગોથાં ખાયછે;
કરે સાધન અતી, સત્ય સમજ્યા વીનાનો શીદ કુટાયછે. ટેક
અલ્યા ગુરૂ શેવાને ઠાકોર શેવા. નીત્ય ભજે તું દેવાધી દેવા;
સહુ સાધન સંસાર સુખ લેવારે. અગનાની૦ ૧
ભુંડા લક્ષ ચોરાશી ટળવાને, જન્મ મ્રત્યુથી પાછા વળવાને;
નથી કરતો મોક્ષપદ મળવાનેરે. અગનાની૦ ૨
અલ્યા જન્મ મ્રત્યું ટળવું ધારે, મુળ સ્વરૂપનું જ્ઞાન લે જ્યારે;
આવા ગમન તારૂં ટળે ત્યારેરે. અગનાની૦ ૩
લક્ષ ચોરાશી મટવાની કહુ કુંચી, કરે સાથ સંસારની અરૂચી;
ત્યારે પામે પદવી તું ઉંચીરે. અગનાની૦ ૪
માટે માયાનો મદ મોહ દે છાંડી, પરમાત્મા સંગ ચીત દે માંડી;
વ્યાસની વાત મણ ઠાલી કે ગાંડીરે. અગનાની૦ ૬

---

પદ ૧

ગોરમા શીદ આપ્યો અવતાર. એ રાગ.

ભાઇરે ભગવત તુલ્ય નહીં બેલીકે, મેલી સહુ જશેરે લોલ;
માટે મેલવી રંગની રેલીકે, થેલી ઠાલી થશેરે લોલ. ૧
સહુ મ્હારૂં તારૂં મીથ્યાયકે, સપના તુલ્ય છેરે લોલ;
જીવડા સમજ્યો નહીં તું કાંયકે, મ્હોટી ભુલ્ય છેરે લોલ. ૨
તારા આવા અનંત દેહ જાયકે, થાય નહીં જ્ઞાન ખરૂંરે લોલ;
તું તો મોહ માયામાં ધુચાયકે, જાય નહીં દુઃખ પરૂંરે લોલ. ૩
સહુ જનમે આનીઆ દેવકે, સેવના ન સાંભરીરે લોલ;
નવ્ય ઓળખ્યા દેવાધી દેવકે, ગયો માયામાં મરીરે લોલ.૪

કીધો ન કો સંતનો સંગકે, ઢંગ નવ આવીયોરે લોલ;
આવ્યો ઢંગને હલ્લો ન રંગકે, બંગ મચાવીયોરે લોલ. ૫
પામી જ્ઞાનને મા ગોવીંદકે, ફંદ મેલ માયા તણોરે લોલ;
થયો વલ્લભને આનંદકે, દીન દીને ઘણોરે લોલ. ૬



## પદ ૨

### રાગ ઉપર

જીવડા એ વળગી જંજાળકે, છોડે છુટે નહીરે લોલ;
વળગી પડીયાં બચ્ચાં બાળકે, મનમાંન્યું મહીરે લોલ. ૧
સમજ્યો સંસારનો એ લ્હાવકે, મ્હોટમ ધારીનેરે લોલ;
થયો જમ જસ લેવા ભાવકે, વશ બની નારીનેરે લોલ. ૨
વળી મનમાં એવું થાયકે, દ્રવ્ય પેદા કરૂંરે લોલ;
પુત્રોને દુઃખ પડે ન કાંય કે, ભંડારે ભરૂંરે લોલ; ૩
એવી સહુ મમતા મુરખાઇકે, ધાર્યું તૂં શું કરેરે લોલ;
તેનું ભવીશ તે લાગ્યાં ભાઇકે, શીદ મ્હોટમે મરેરે લોલ. ૪
તું તારી કલપના છોડકે, એક જીવ નાથશુંરે લોલ;
શીદ હારે કરેલી હોડકે, ખશીશ હાથશુંરે લોલ. ૫
સાચો શ્રી હરી સૌનો સ્વામીકે, ઉદર પોષણ કરેરે લોલ;
બધી ખલકનો યંતર યાંમીકે, ભંડાર તે ભરેરે લોલ. ૬
તૂં તારૂં લે સંભાળીકે, અન્યની શી પડીરે લોલ;
વદે વલ્લભ મા વનમાળીકે, આવે ન આ ઘડીરે લોલ. ૭



## પદ ૧

રામ લક્ષમણ વનમાં સધારીયા. એ રાગ

પ્રભુ સંગ, બાંધો પ્રીત પ્રેમશું, પ્રેમ વીના કર્યું વ્યર્થ જાય. બાંધો ટેક
જેવી ચંદ્રથી પ્રીત ચકોરને; તેવી બાંધેશી સૌ સત્ય થાય. બાંધો૦૧
જેવી જળ સંગાતે મીનને; જાળ મુકી અવરને ન્યહાય. બાંધો૦
જેવી દીપક સાથ પતંગને, પ્રીત માટે અરપણ કરે કાય; બાંધો૦૨
જેવી મેઘ સાથે પ્રીત મોરને, કરે મેઘ ત્રશા રૂતુ નાદ. બાંધો૦
તેમ તેમ આનંદ પામે મોરલા, કરે વ્રક્ષ બેશી સહુ સાદ. બાંધો૦૩
જેમ અંબુજસંગ પ્રીત ભમરાને,બેસે વચમાં પીમળલેવા તેહ.બાં.
મરે ભમરો તેમાં શીડાઇને, પણ કદીન મુકે સ્નેહ. બાંધો૦૪
તેવી પ્રીત બાંધો શ્રી નાથથી, ચાહ્યતો દેહ થાય પતન. બાંધો૦
ચાહ્યતો માંથે આવી વીપતપડે,ચાહ્ય ઉગે પશ્ચીમમાં દન.બાંધે૦૫
મેરૂ ડોલે તોહ્ય કેમ ડોલીએ, નવ ડોલેતો ભક્ત કેવાય. બાંધો૦
વદે વલ્લભ પુરણ પ્રેમથી, કરો ભકતી રીજે જગરાય. બાંધો૦૬



## પદ ૨

### રામ ઉપરનો.

સાચા ભક્ત, સદા સરણે રહો, નહીં ચાલે માયાનું જોર. સદા૦
રાખો બરાબર દ્રષ્ટી શ્રીનાથમાં, નડી શકે નહીં ખટ ચોર.સદા૦ ૧
હરી સંગ દ્રષ્ટી કેવી રાખવી, જેવી નટડી દેખી રહે દોર; સદા૦
તેવી દ્રષ્ટી પ્રભુમાં રાખવી, તવ રીઝશે નંદ કીશોર. સદા૦ ૨
જેમ પ્રેમદા પાણીડાં સંચરે, જળ પાત્ર ભરે રૂડી પેર; સદા૦
ભરીલે શીશ વડુલો આગરડી, હસે રમે તોપણ તેમાં ચીત. સદા ૩
તેનું ચીત રાખી વળગી રહે, તેતો માયામાં નવ લેપાય; સદા૦
ભાઇ ઘંટીરૂપી માયા જાણવી, જીવરૂપી અનાજ ગણાય. સદા૦ ૪
તેતો ઘંટીના ગાળામાં સોપડયા,પણ વચખીલ જેકણ સ્હાય;સ૦
ચોટી રહે જે વળગીને ખીલશું, તેતો ઘંટીમાં નવ્ય પીસાય.સ૦ ૫

કહી જાતા ખસે મુકી ખીલડો, તેવોતે કણુ દળાઇ જાય. સદા૦
કબાયેલો નીકળવો મુશ્કલછે, બાઝ્યો ખીલડે તેને શું થાય; સદા૦ ૬
ભાઇ ઘંટીરૂપી માયા જાણવી, ખીલડારૂપી જુગજીવન. સદા૦
પડયો માયામાં તેતો પીલાયછે, બાઝ્યો હરીને તેને ન વીધાન. સ૦ ૭
રહ્યા શરણે તે મુળપદ પામીયા, ખરયા તેને ચોરાશી લક્ષ; સદા૦;
કહે વ્યાસ વારી વારી જીવને, છે આંધાપો તે ઉઘાડ ચક્ષ. સદા૦ ૮



## પદ ૧

### સુરતા લાગીછે જેની. એ રાગ.

વિઠ્ઠલ વર વરવા, મારે હરી ધ્યાંન ધરવાં;
મેલી લોકડીયાની લાજ, આજથી મારે વિઠ્ઠલ વર વરવા. ટેક
દુરીજન દુનીર્યાં દેખે, દુશમન સરખાં,
તેની ન ધરીએ દલમાં દાજ; આજથી ૧
પુરૂશોતમ કેહેતાં પુરણ, પાતક નાસે,
આપેએ અવીચળ રાજ, આજથી ૨
સાથ સહોદરની, સરમ મેલી,
કરવું છે કુડ છોડી કાજ. આજથી૦ ૩
કૃષ્ણ કેહેતાં તો કષ્ટી, ભાગે આ ભવની,
મળેછેમે ાક્ષની સમાજ. આજથી૦ ૪
રામ નામ દેતાં જમનો, તરંગ તરીયે;
રામ નામે તરી પાષણ પાજ. આજથી૦ ૫
સ્થંભે પ્રગટ થયા, પ્રલાદ માટે;
જળમાં છોડાવ્યો ગજ રાજ. આજથી૦ ૬
મીરાંબાઇને મળીયું, મતક્ષ પારખું;
કર્યો સંસાર સ્વામી તાજ. આજથી૦ ૭

નારાયણ નામ દેતાં, નરહરી ધાયા;
બૂડતું ઉગાર્યું જળથી ઝાઝ. આજથી૦ ૮
કરી કઠા શીતળ, સુધવા કેરી;
સુણી ભક્તના-અવાજ. આજથી૦ ૯
કર જોડી કહે વલ્લભ, દુર્લભ સ્વામી;
દરશન દેજો માહારાજ. આજથી૦ ૧૦

---

પદ ૨

રાગ ઉપરનો.

નાચી રીઝવવા ફુરી, જનને ખીજવવા;
આવી અમુલ્ય ઘડી હાથ, નાથને મારે નાચી રીઝવવા. ટેક
નાચી નાચીને હું તો, નરહરી રીઝવું,
દેઉં તાળી બેઉ હાથ. નાથને૦૧ ૧
માળાયો ઘાલી કરમાં, કીડતાલ ઝાલી;
ભમશું ભમત જનની સાથ નાથને૦ ૨
ચંદન ચર્ચી પ્રભુને, કુમકુમ અરચી;
હાર પ્હેરાવું જુજવી બ્યત. નાથને૦ ૩
ધુપ દીપ નૈવેદ, કરૂં કેશવને;
અબીલ ગુલાલ ભલી ભાત. નાથને૦ ૪
પરદક્ષણા ફરી, પાવલે લાગી;
હેતશું દેઉં બાઝી બાથ. નાથને૦ ૫
સાચું સચીદાનંદ, સંગ ચીત ચોટયું;
દુષ્ટજન કરો ચ્હાય તે વાત. નાથને૦ ૬
વ્યાસ વલ્લભ કેરો નીશ્ચય એછે;
નીરખ્યું મુળપદ સાક્ષાત. નાથને૦ ૭

## પદ ૩

### રાગ ઉપરનો.

સુજાણુ સમરણુ સારૂ, ધન ભાગ્ય મ્હારૂઃ
દીધું મુળપદ કેરૂં જ્ઞાન, ભગવાન મને ભલેરા રીજ્યા. ટેક
બ્રહ્મ પરબ્રહ્મને પરમબ્રહ્મ જાણ્યા,
અનીક નુન્યને સામાન્ય. ભગવાન૦ ૧
ઇશ્વર વીશ્વેશ્વરને, પરમેશ્વર પરખ્યા;
તે પરખીને ધરૂં ધ્યાન. ભગવાન૦ ૨
પુરૂશોત્તમ વીસ્ત્રોત્તમને, સરવો તમ સમજ્યો;
હવે તે કેમ ભુલુ જ્ઞાન. ભગવાન૦ ૩
નીરાકાર સાકાર સૌ સમજાણું;
સમજાઇ શાસ્ત્રોની સાન. ભગવાન૦ ૪
કર્તા અકર્તાકે વ્યાપક ન્યારા;
તે સમજણુનું મળીયું દાન. ભગવાન૦ ૫
નીરગુણ સગુણનો સાર સમજીને;
દીધું ભક્તી રસ પાન. ભગવાન૦ ૬
વદે વલ્લભ થઇ પ્રભુની પ્રેરણા;
ત્યારે ઉઘડી ચાછે કાંન ભગવાન૦ ૭



## પદ ૪

### રાગ ઉપરનો.

અનુભવ જાણે તેનો જ્ઞાન વિખાણે;
બીજાથી નવ્ય વિખાણાય, મ્હાયતો મથી મરે જનમારો ટેક
જાગો રહેતે જીવ, શું સ્વાદ જાણે;

ભેગો પડેતો સમજાય.　　　સ્હાય　　　૧
ગોળી ગળ્યા વિના, ગુણ ગોળીનો;
કેવોછે ક્યાંથી દરસાય.　　　સ્હાય　　　૨
મંદીર જુએ કોઇ, જન બ્હાર રહીને;
અંદરનો ભાગ ન દેખાય.　　　સ્હાય　　　૩
નિશાળે બેઠા વિના; વડો નિશાળીયો;
વણ ભણે કેવી રીતે થાય.　　　સ્હાય　　　૪
લંકામાં ગયા વિના, વાત લંકાની;
શી રીતે મુખથી કેહેવાય.　　　સ્હાય　　　૫
ખાખરની ખીસ્કોલી, સ્વાદ સાકરનો;
શું સમજેતે સાકર ખાય.　　　સ્હાય　　　૬
તેવો જ્ઞાનનો સ્વાદ, અળગો રહ્યોતે;
શું સમજેતે સંગ સ્હાય.　　　સ્હાય　　　૭
માટે જ્ઞાનીને ભક્ત, ભરાય ત્યાં જૈ;
બેસેતો સ્વાદ જણાય.　　　સ્હાય　　　૮
સત્ય સમાગમ વિના, હમતાને મમતા;
પોતાથી નવ્ય છેદાય.　　　સ્હાય
પોતે પોતાના કાન, સખે નવીંધી;
પારકો હાથીથી વીંધાય.　　　સ્હાય
અતડો રહેછે જે જન, ભક્ત જ્ઞાનીથી;
તેંનાથી કાંઇ નવ્ય થાય.　　　સ્હાય　　　૧૧
માટે વદેછે વ્યાસ, સમાગમ કરવો
તો જન્મ મૃત્યુથી મુકાય.　　　સ્હાય　　　૧૨



## પદ ૧

સતગુરૂ સ્હાય કરો એકવારરે. એ રાગ.

જગ ભય રાખી, ભકતી કરેછે જે પ્રાણીરે;
તેંનુ સઘળું કર્યું કારવ્યું ધુળ ધાંણીરે. ૧
જગનો ભય; ગત થયેલો ન હોયરે;
સાચો હરીનો ભગત તે જન ન્હોયરે. ૨
સરમ રાખી, ધરમ પાળેતે પાપીરે,
તેવા જનનું, કલ્યાંણ થાય ન કદાપીરે. ૩
છાશ લેવા, જતાં દોહોણી સંતાડેરે;
તેંને તક મળે નહી કોઈ દાહાડેરે. ૪
ખડગ રાખી, ડરે ઉઘેડતાં સરદારરે,
તેવો કાયર, શું પડે લડાઇમાં પારરે. ૫
ક્ષુધા લાગી, ઉઘાડુ માગતો ન હોયરે;
તેવા નેનો, ખાવાનું નવ્ય પુછે કોયરે. ૬
બોલ્યા વિના, બોર કદી ન વેચાયરે;
તેવાં રાંને ભકતી વિનાન સુખ થાયરે. ૭
જગ ભય, ગત થયો તે ભકત સાચોરે;
વદે વલ્લભ, સંતાનો રહે સદા કાચોરે. ૮

## પદ ૨

રાગ ઉપરનો

ગાંડા પ્રાણી, ગુરૂ કરીલે શીશરે;
જોલ્યા જેણે, બતાવ્યા શ્રી જગધીશરે. ૧
જેને વૈદ, અંધને આંખ્યો આપેરે;
તેના ઉપર, અંધનો પ્રેમ કેવો વ્યાપેરે. ૨

તેમ ગુરૂએ, નદીઠું દીધું દેખાડીરે;
હતો પ્હેલો, અંધ તે આંખો ઉઘાડીરે. ૩
જનમ્યો ત્યાંથી, વળગ્યોતો માયાનો નાદરે;
ચખાડયો છે, ચોખી સાકરનો સ્વાદરે. ૪
બોલ્યા કોઇ, દેખાડે લાબી રોજગારરે;
તેનો કેવો, તું માનેછે ઉપકારરે. ૫
તેવો તારો, લાભ ગુરૂએ ધાર્યોરે;
લક્ષ ચોરાશી, ફેરો ફેરો ઉગાર્યોરે. ૬
બોલ્યા કોઇ, ઉગારે ફેરો માઉ બેનોરે;
કેવો પાડ, માની લેછે તું તેનોરે. ૭
તેવો પાડ, ચડાવ્ય ગુરૂનો માંથેરે;
કર્ય દંડવત, સાક્ષાત બેઉ હાથેરે. ૮
જેણે જન્મ, મ્રત્યુની, ટાળી ઉપાધીરે;
કાઢી ભટમાં, થી માયાની વ્યાધીરે. ૯
માબાપેતો, જનમીને ફેંકી દીધોરે;
ગુરૂએ તો, જન્મ સફળ સૂભ કીધોરે. ૧૦
મોક્ષપદ, પરણાવ્યું પીડા વેઠીરે;
બેસાડી સૌ, માયાની ઉર્મીઓ હેઠીરે. ૧૧
ટાળી નાંખી, વાસના વપુની સર્વેરે;
હમતા મમતા, મેલાવી દીધો ગર્વેરે. ૧૨
કામ ક્રોધ મોહ, લોભની નીતી આપીરે;
સુખને દુઃખ માનતો તે મતી કાપીરે. ૧૩
મુળપદ, પકડાવ્યુ ગુરૂ દેવરે;
તેની સદા, સપુત સુત કરે શેવરે. ૧૪
ગુરૂ વીના, ગોવીંદ કોણ દે બતાવીરે;
બતાવી તે, ગતી મતી ત્યારે આવીરે. ૧૫

દેહતણા મા, બાપ કરીને કરે કેવું રે.
એક જન્મ, સંસારી સુખ થાય એવું રે. ૧૬
ગુરૂએતો સઘળા જન્મ સુધાર્યારે;
જેને લક્ષ ચોરાશી દેહ નીવાર્યારે. ૧૭
સમજાવ્યો આ, મીથ્યા માયાનો કુપરે;
નીરભય કરી; કીધો આનંદ રૂપરે. ૧૮
તે સૌ ગુણ, ગુરૂનો માન મનસાથરે;
વદે વ્યાસ, મુસ્તક પર લે હાથરે. ૧૯



પદ ૧

ચાલો ચાલો ડાકોરમાં જઇ વસીએ. એ રાગ.

આવો આવો હરી ગુણ ગાવા;
ફરી નહીં મળે અવસર આવારે. આવો૦ ટેક
માહા દુરલભ દેહ મળ્યોરે મનુષનો;
જ્યોતમાં જોત સમાવારે. આવો૦ ૧
ગોવીંદરૂપી ઘી ગોળને ઘઉં;
તેના મોદીક કરી ખાવારે. આવો૦ ૨
નીરરૂપી નામ નારાયણનું;
તેમાં પડીએ નાહાવારે. આવો૦ ૩
જ્ઞાન રૂપી ઘડો ટોક ભરીને;
પ્રભુરસ પીવાને પાવારે. આવો૦ ૪
રામરૂપી રૂપીયા રળી લઇયે;
અસ્થ ઘણેરા થાવારે. આવો૦ ૫
સામ સરીરરૂપી સેજ સોહાવી;

તેમાં સુખે સુઇજાવારે. આવે૦ ૬
છેલ્લું પગથીયું છે તરવાનું;
લક્ષ ચોરાશી બચાવારે. આવે૦ ૭
દેખા દેખી દુનીયાં દોરાશે;
જગતને ભક્ત બનાવારે. આવે૦ ૮
છાંનાં છપનાં સમરણ કરતાં;
લાજ મેલી થાવ ન્હાવારે. આવે૦ ૯
સદા શેવા કરી પેટની શેઠની;
દેઠની આજથી ઉડાવારે. આવે૦ ૧૦
વલ્લભ વદે આ વપુની વાડી;
હવે લાગી કરમાવારે. આવે૦ ૧૧



## પદ ૨

### રાગ ઉપરનો.

માયા માયા ઉઘાડુ સુખ માયા,
તેમાં સૌ પ્રાણી લપટાયારે. માયા માયા ટેક ૦
માયાથી માનની, માયાથી બાળકાં;
માયાથી ધામ સોહાયારે. માયા ૧
માયાથી વીતને માયાથી વસ્ત્રો;
માયા થકીવખણાયારે. માયા૦ ૨
એવા ઉઘાડા લાભ દેખીને,
લબ્ધ થયા ડાહ્યા ડાહ્યારે. માયા૦ ૩
હરી ભજનથી સુખ સંસારનું;
તેથી આ લાભ નદેખાયારે. માયા૦ ૪
પણ પુરાણનાં વેણ સુણીને;

બહુ જીવે ગોવીંદ ગાયારે. માયા૦ ૫
માયા ગોવીંદ પણ સુખ સંસારનું;
ન દીઠું માટે ધભરાયારે. માયા૦ ૬
ગભરાઇ ગભરાઇ ગોથાં ખાવાનું;
જાણીમુકેછે સુખન્હાયારે. માયા૦ ૭
પણ પાછળને જન્મે, જપેલો;
તેથી મળી આ કાયારે. માયા૦ ૮
તો આ જનમે જપો ન તેથી;
ક્યાંથી થશો સરસાયારે. માયા૦ ૯
કરેલું પામ્યાને કરશો તે પામશો,
વેદ પુરાણે લખાયારે. માયા૦ ૧૦
ભજને સુખ નહીં મળે વૈભોગનું;
મળશે મુક્તી સુખ છાંયારે. મા૦ ૧૧
વ્યાસ વલ્લભ કહે અચળ સુખછે;
પરમ પદ જગરાયારે .માયા૦ ૧૨

પદ ૧

દામોર દુઃખડાં કાપોરે. એ રાગ.

જગપતી સામુ જોજોરે, દીનના દયાળુ;
આવાગમન સહુ ખોજોરે, કૃષ્ણ કૃપાળુ. ટેક
પ્રભુ આતો ભવ,સંસાર દુઃખ દરીયો
પડયો તે નથી તરીયોરે. દી૦
પ્રભુ કોટાણુ કોટી કરણી કુડી કીધી;
કર માળા નથીલીધીરે. દી૦ ૨
પ્રભુ જન્મી દસ વર્શે રહ્યા અજ્ઞાની;

પછી આવી જવાનીરે. દી૦ ૩
પ્રભુ લાગ્યાં જોબનમાં જરજુવંતી૦હાલાં;
વળગ્યાં બચ્ચાંનેબાલાંરે. દી૦ ૪
પ્રભુ તેના રર્ળારર્ળાને રણભરીયાં;
પુન્યદાન કાંઇન કરીયાંરે. દી૦ ૫
પ્રભુ વ્રદ્ધાવસ્થામાં કોપણઆવ્યું;
ભગવતનું નામ ન ભાવ્યુંરે. દી૦ ૬
પ્રભુ એવું કરતાં જનમ વ્યર્થ ગયો;
સંતોષ જરા નથયોરે. દી૦ ૭
પ્રભુ એવા કોટાણુ કોટી જન્મ ગયા;
હવેતો કરો દયારે. દીન૦ ૮
પ્રભુ વારંમવાર જનમી દુઃખ પામુ;
સામળીયા જોજો સામુંરે. દી૦ ૯
પ્રભુ જનમી જનમીને કીધા શાખો;
ચરણની નીચે રાખોરે. દી૦ ૧૦
પ્રભુ વ્યાસ દાસ થઇને પાયે લાગે;
મુક્તીનો દાહાડો માગેરે. દી૦ ૧૧

પદ ૨

રાગ ઉપરનો.

ઓ ઇશ્વર હું અપરાધીરે, દાસ તમારો;
વળગી વ્હેવાર ઉપાધીરે, ગુનો હમારો. ટેક
પ્રભુ આતો જગતરૂપીછે જેલ ખાનું;
તેમાં પડયું છે ખાનુંરે. દાસ૦ ૧

પ્રભુ પીતારૂપી ન્યાયાધીસ રાખ્યો;
તેણે કેદ કરી નાંખ્યોરે. દાસ૦ ૨
પ્રભુ જ્ઞાતીરૂપી જેલર મ્હારે શીશે;
ખસવા ન દે કોઇ દીશેરે. દા૦ ૩
પ્રભુ કોટડીરૂપી જનેતા જણાઇ;
ન નીસરવા દે કાંઇરે. દાસ૦ ૪
પ્રભુ બેડીરૂપી બૈરી પગોમાં પડી;
અળગી ન રહે ઘડીરે. દાસ૦ ૫
પ્રભુ સીપૈરૂપી છૈયાં કરેછે ચોકી;
સૂપંથ જતાં રહે રોકીરે. દા૦ ૬
પ્રભુ આણી રીતે કેદી થઇ પડીયો;
શો ગુનો મુજને નડીયોરે. દાસ૦ ૭
પ્રભુ આપોઆપછો યોગ્ય અધીકારી;
સાંભળજો અપીલ મ્હારીરે. દા૦ ૮
પ્રભુ ગુનો થયો હશે પણ છોરૂં;
કરેલું કાણુ ગોરૂરે. દાસ૦ ૯
પ્રભુ અરજ જોઇને વીવેકે વિચારો;
નથી કૈં અપરાધ મારોરે. દા૦ ૧૦
ઓપ્રભુ આપે કહ્યું ભગવતગીતામાંયે;
સૌ મ્હારૂકરાવ્યું થાયેરે. દા૦ ૧૧
ઓપ્રભુ જે ગીતામાં કહ્યું તે હોય સાચું;
તો છુટવામાટે જાચુંરે. દા૦ ૧૨
ઓપ્રભુ આવીઅર્જ છતાં જો કેદીરાખો,
તો ગુનો મારો આખોરે. દા૦ ૧૩
ઓપ્રભુ નહીંછોડાતો જેલરને વશરહીયું;

બેડીને સુખે સહીશું રે. દા० ૧૪
ઓપ્રભુ સીપૈયોની સભામાં રહીશું મળતા;
આપીશું રૂસવત રળતાંરે. દાસ० ૧૫
ઓપ્રભુ શીક્ષાજેટલી તેટલાદીન રહીશું;
વલ્લભ કે ઉમરવહીશું રે. દા०૧૬



## પદ ૧

આવો ઘેર બાલાજી. એ રાગ.

ભાઇ ભાવે ભગવતને ભજીયે;ભજતાં વારે તેને તજીયે. ભાઇ० ટેક
ભજનમાં ભંગ પાડે બ્હેની; શીખામણ માનવી નહીં તેની;
ઝીકે જળમાં તે સગી શેની. ભાઇ० ૧
બંધવ બંધ કરે ભજન કરતાં, ખુશી રહે મ્હો જાળમાં ફરતાં;
તેવાં ભાંડુ જાણવાં નરતાં. ભાઇ० ૨
માતા મથી જોડાવે માયા, નકામી કઢાવે મનુષ કાયા;
તેવી માને માનવી નહીં ડાહ્યા. ભાઇ० ૩
કરે તાત વાત મોહો જાળની, વ્હેંપારમાં સક્ષ્મી થવા બાળની;
તેવી શીખ જાણો કાળી કાળની. ભાઇ ૪
નારી ભારી સંસારી કરતી, ભજનને ભાગવાની વરતી;
મુકો રાંડ છો રઝળી મરતી. ભાઇ ૫
બેટા બેટી બાઝે બાપા કહીને, જોડાવે જર જીભ ડીક વહીને;
ખુએ જનમારો સગાં થઇને. ભાઇ ૭
તેવાં બાળ બૈરીથી ત્યાગે, લોભી માત તાતથી દુર ભાગે;
તેને શહાસ્ત્રથી પાપ નહી લાગે. ભાઇ ૮
ઉથાપીયે વેણ માત તાત તણુ, રોકે ભગવત ભજતાં જે ઘણું;
તેનો દોશ શહાસ્ત્ર ન લખે અણુ. ભાઇ ૯

લખ્યું ભાગવતમાં વેદવ્યાસે, રૂશી પત્ની ગઇ પ્રભુ પાસે;
વૈકુંઠ વાસ આપ્યો અવિનાશી. ભાઇ ૯
તે પત્નીયો પીઉનાં વેણ મુકી, ગઇ કંથ બરબાડતા મુકી;
પ્હોચી શુભ અરથે થઇ સુખી ભાઇ ૧૦
તેવું જોઇ ભજનમાં જઇએ, ગોવીંદજીના ગુણ સદા ગઇએ;
વારે તેનુ વેણ ન ધર્યે હઇએ. ભાઇ ૧૧
સગાં પણ સાથે નહી આવે; કોઇ જમથી નહી છોડાવે;
વલ્લભને બ્રહ્મ ભજન ભાવે. ભાઇ૦ ૧૨



પદ ૨

રાગ ઉપરનો.

કથે જ્ઞાની જ્ઞાન જગત સારૂ;
કથે નહીતો વળે અંધારૂ. કથે૦ ટેક
જ્ઞાની જ્ઞાન સમજી સમજાવે, જીવોની જીવ દશા કહાવે;
ન કથેતો સ્વારથીયો કાહાવે. કથે૦ ૧
રવીનેછે પ્રકાશ પુરપાટે, તોહે પણ વ્હેછે વ્યોમ વાટે;
ગમન કરે જગતને માટે. કથે૦ ૨
વ્હનીનો વપુ વ્હની જેવો, એને ભોગ નથી કશો લેવો;
જગત કાજ પ્રગટ થાય કેવો. કથે૦ ૩
જળે મેઘ ત્રપ્ત ઘણો કાહાવે, તોહે જળ લાવીને વરસાવે;
જગત શું સરપાવ બંધાવે. કથે૦ ૪
વાયુ વપુ સદા શીતળ રેહેછે, તોહે પણ જગત સારૂ વ્હેછે;
વહીને તે વીતજ શાં લેછે. કથે૦ ૫
ભોમી ભાર ઉચકીને રહીછે, જીવોની ઉપકારી થઇછે;
જુઓ એને લાભ એમાં કંઇછે. કથે૦ ૬

સરીતા સરોવર જળ સ્હેછે. પોતે ત્રપ્ત થઇ જગ્તને દેછે;
તેના એ શા દામ માગેછે. કથૈ૦ ૭
સીધુ લુણ પકવીને આપે, જગત તણું કષ્ટ અતી કાપે;
એને નથી ધન ખોટ કદાપે. કથૈ૦ ૮
વનસ્પતી થાય વારંમવારે, નથી પોતાને કામ લગારે;
જીવો સારૂ દુઃખ વેઠે ભારે. કથૈ૦ ૯
તરૂવર ફળ રાખી રેહેછે, અતી બોજ થએલો સેહેછે;
મ્હોટાં ફળ કરીને દેછે. કથૈ૦ ૧૦
કાઢે કષ્ટ દાતા દેહ ધરી, કંગાલોનાં દળદર નાંખે હરી;
પામે મોક્ષ ભુખ્યાનાં પેટ ભરી. કથૈ૦ ૧૧
તેવી રીતે જ્ઞાની જ્ઞાન કરે, ખરો જન જીજ્ઞા શું રૂદે ધરે;
વલ્લભ વેણ જગત સારૂ ઓચરે. કથૈ૦ ૧૨



## પદ ૧

મારી શેરડીએ ફુલડાં વેરાયરે. એ રાગ.

ધનધન બાઇ મારૂં ભવીશરે, હરી હવે જાણીયા;
રીજ્યો રીજ્યો મારો સાચો ઇશરે. હરી હવે જાણીયા. ૧
કરી કરૂણા ધણી કીરતારરે, હરી હવે જાણીયા;
થયો સફળ મનુષ અવતારરે, હરી હવે જાણીયા. ૨
છુટી ગઇ મનથકી જંજાળરે, હરી હવે જાણીયા;
હવે શું કરે ઢીમર કાળરે, હરી હવે જાણીયા. ૩
નથી કર્મ કર્યાની જરૂરરે, હરી હવે જાણીયા;
વસ્યા મોહન માહરે ઉરરે, હરી હવે જાણીયા. ૪
રૂંએ રૂંએ રમેછે શ્રી રામરે, હરી હવે જાણીયા;
સહુ સ્થળે દેખું ઘનશામરે, હરી હવે જાણીયા. ૫

અણું જગો નથી ઠાલો ઠામરે, હરી હવે જાણીયા;
આત્મબુદ્ધી બની સુખધામરે, હરી હવે જાણીયા. ૬
અહં બ્રહ્માસ્મી વેદનું વેણુરે, હરી હવે જાણીયા;
સત્ય ચોટયું હૃદેમાં કેહેણુંરે, હરી હવે જાણીયા. ૭
રાજા મટી ન રંક થવાયરે, હરી હવે જાણીયા;
વ્યાસ વલ્લભ જ્ઞાન ગુણ ગાયરે, હરી હવે જાણીયા. ૮

---

પદ ૨

રાગ ઉપરનો.

અલ્યા જીવડા એ વિચારી વાતરે, આ દેહ છે શા કામનો;
તુજથી ઉત્તમ અન્ય જાતરે, આ દેહ છે શા કામનો. ૧
પશુ પક્ષીનું આવે ઉપીયોગરે, આ દેહછે શા કામનો;
આપે પૃથ્વી પાશાણ વૈભોગરે, આ દેહછે શા કામનો. ૨
પશુ પક્ષીનું માંસ ચામ હાડરે, આ દેહછે શા કામનો;
આવે કામમાં સોત્રણને પાહાડરે, આ દેહછે શા કામનો. ૩
તારૂં હાડ માંસને ત્વચાયરે, આ દેહછે શા કામનો;
કોઇને ઉપીયોગ નવ થાયરે, આ દેહછે શા કામનો. ૪
કર્ય અર્પણ તૂં તારે આપરે, આ દેહછે શા કામનો;
સાચો અનાદી જે માબાપરે, આ દેહછે શા કામનો. ૫
તેને સરણે તું થા પાપીષ્ટરે, આ દેહછે શા કામનો;
તારે માંથે કર્ય સાચો ઇષ્ટરે, આ દેહછે શા કામનો, ૬
કુડા કતનો ન થા કરમીષ્ટરે, આ દેહછે શા કામનો;
શાંન્તી પામી રેહે ધરમીષ્ટરે, આ દેહછે શા કામનો. ૭
શાખે ધરમતો કરમ છુટાયરે, આ દેહછે શા કામનો;
કુડાં કરમથી ચામડી ચુંથાયરે, આ દેહછે શા કામનો. ૮

અરે અમુલ્ય દેહ નકામરે, આ દેહછે શા કામનો;
ભજ હરીને વદે વલ્લભરામરે, આ દેહછે શા કામનો. ૯

---

પદ ૧

પાવાતે ગઢથી ઉતર્યા. એ રાગ.

ભુંડા ભાન ભુલે તાહરૂં, ભરમાઇને;
કયાં અન્ય સ્થળ સોધવા જાય, ભાઇ ભરમાઇને. ટેક
વિશ્વપતી તુજ પાસછે, ભરમાઇને;
મનન થકી મેળો થાય, ભાઇ ભરમાઇને. ૧
અણું જગો એ વીના નથી; ભર૦ જ્યાં જુએ ત્યાં છે એહ, ભાઇ૦
ભાંગ પી ભુલ્યો કર કંકણ, ભર૦ થયું અજ્ઞાન તુજને તેહ, ભાઇ૦ ૨
જગ ભાસે તુજ ભ્રાંતથી, ભર૦ તારી વ્રતીનો તે વાંક; ભાઇ૦
આપ સીંગછે પણ તે હતું ભર૦ અજારૂપી છે રાંક. ભાઇ૦ ૩
કાષ્ટ પુજે પ્રભુ ના મળે, ભર૦ મળે તો પુજીએ ઝાડ; ભાઇ૦
પાશાણુથી પ્રભુ ના મળે, ભર૦ મળેતો પુજીએ પાહાડ. ભાઇ૦ ૪
ગંગા શેવે મોક્ષ જો મળે, ભર૦ તો કરીએ વાહાણુ વેંપાર; ભાઇ૦
પીતળ પુજવે પ્રભુ મળે, ભર૦ ધન કંસારાનો અવતાર. ભાઇ૦ ૫
એવા અનેક જે દાખલા, ભર૦ ખરી વસ્તુ નાંખી ખોઇ; ભાઇ૦
પરોક્ષ પદ શીદ માનીલે, ભર૦ મળ્યો મુરખ ગુરૂ કોઇ. ભાઇ૦ ૬
સંસકાર નહીં તારા પુર્વનો, ભર૦ અપરોક્ષ થયું નહીં જ્ઞાન; ભાઇ૦
સોધ્યાં દેવીને દેવતા, ભર૦ તેણે ટળે નહીં તુજ વાન. ભાઇ૦ ૭
તત્ત્વ દરશી ગુરૂ વીના, ભર૦ તારે સોધવાનું ઠામો ઠામ; ભાઇ૦
કરે લલુતા ઉંધી ઉંધી, ભર૦ તું મેલ વદે વલ્લભરામ. ભાઇ૦ ૮

પદ ૨

રાગ ઉપરનો.

કેમ મને વીસાર્યો નાથજી, હું તારોરે;
શો પડીયો મારો વાંક, પ્રભુ હું તારોરે;
લાડ લડાવ્યાં અતી ઘણાં, હું૦ હવે કેમ રઝળાવ્યો રાંક. પ્રભુ૦ ૧
તારા સ્મરણમાં શી ચુક પડી, હું૦ પડી હોય પણ જાણવો દાસ; પ્ર૦
કદી પાપ થયું હોય ભુલથી, હું૦ તોહે ન ગણવું અવીનાશ. પ્ર૦૨
ભુલ્લ ચુક્ક પણ છોકરૂં હું૦ સહુ અવગુણ કરવો માફ; પ્રભુ૦
ક્ષમા ન કરો તો કોણ કરે, હું૦ સુખ સાગરછો માબાપ. પ્રભુ૦ ૩
તમે છાંડયો તો રાડયો પડયો, હું૦ રહ્યો નહીં ડરવાનો ઠામ; પ્ર૦
ધણી વીનાતો ધોલો પડે, હું૦ મારૂં કથલે કરેલું કામ. પ્રભુ૦ ૪
ઢોરોને પણ ધણી હોયછે, હું૦ વળી મનુષ્યને માંથે અનેક; પ્રભુ૦
મારે માંથે મેં ધણી કર્યો નથી, હું૦ હરીફરીને હરી મારે એક. પ્ર૦૫
જેવો તેવો પણ પાળવો, હું૦ નહીં પાળો તો પાળે ન કોય; પ્ર૦
વદે વલ્લભ નવ્ય ટાળવો, હું૦ તમ વિના ગતી કયાં હોય. પ્રભુ૦૬

પદ ૧

વ્હેલા આવજે હો રાજ. એ રાગ.

જીવ તારૂં જીવતર છે ધીક્કાર, હરીને ભજ્યા વીનારે;
તારો છુટી પડયો અવતાર, દુરગુણ તજ્યા વીનારે. ૧
ભાઇ તેં ભોમી ભારે મારી; હરીને૦
કેહેવરાવી જનુની નઠારી. દુરગુણ૦ ૨
અવતર્યો અવની શું કામ; હરીને૦
બોળ્યું બાપ તણું તેં નામ. દુરગુણ૦ ૩

લજ્યો કુટુંબને પરીવાર; હરીને૦
ડુબાડયાં ભ્રાત ભગની નાર. હુરગુણ૦ ૪
ફરી નહીં મળે આ દેહ, હરીને૦
સાચી વારતા માનજે તેહ. હુર૦ ૫
તારો બગડે સહુ સંસાર; હરીને૦
ટળીયોવૈકુંઠથી ઠ્હેવાર. હુર૦ ૬
દેવતા નવ નીરખે તુજ મુખ; હરીને૦
કોઇ કાળ મળે નહીં સુખ. હુર૦ ૭
રણુથી નહીં છોડે રણછોડ; હરીને૦
વદે વલ્લભ હારીશ હોડ. હુર૦ ૮

---

પદ ૨

રામ ઉપરનો.

ભાઇરે શીદ ભુલે ભગવાન, આ સુખ દેખીનેરે;
તું અંતે થઇશ હેરાન, આ સુખ દેખીનેરે;
આ તો વૈભોગ સપના તુલ્ય, આ સુખ દેખીનેરે;
ભુંડા ફોગટ ફંદમાં ન ફુલ્ય, આ સુખ દેખીનેરે; ૨
શીદ છેક ચડાવેછે છાક, આ સુખ દેખીનેરે;
તું તજ્યો હરીની ધાક, આ સુખ દેખીનેરે. ૩
અવનીથી અધર શું ચાલે, આ સુખ દેખીનેરે;
મકલાનો મુરખ શીદ મ્હાલે, આ સુખ દેખીનેરે. ૪
શું ધુમરાઇમાં ઘણો ગાજે, આ સુખ દેખીનેરે;
છત છેવટ લમી નહીં છાજે, આ સુખ દેખીનેરે. ૫
કઇએક થયાને કઇ થાશે, આ સુખ દેખીનેરે;
સૌ ગયાને સૌ જન જાશે આ સુખ દેખીનેરે. ૬

કઇને મુકવા પડ્યા માલ, આ સુખ દેખીનેરે;
અલ્યા જરા ન થાતો ન્યાહાલ, આસુખ દેખીનેરે. ૭
હજી કોણ જાણે કેમ થાશે, આ સુખ દેખીનેરે;
કેવું બનશેને કોણ ખાશે, આ સુખ દેખીનેરે; ૮
કોણ જાણે હાડ પીંજાશે, આ સુખ દેખીનેરે;
દૈત્ય જાણે ક્યાં ચામડુ સુંથાશે, આ સુખ દેખીનેરે. ૯
વદે વલ્લભ મુકય તૂં નાદ, આ સુખ દેખીનેરે;
બેટાજી તે દન આવશે યાદ, આ સુખ દેખીનેરે. ૧૦



## પદ ૧

સુણો અમારી અરજીરે. એ રાગ.

કરૂણા કરી ગીરધારીરે, સુણો અરજ અમારી. ટેક.
વૈકુંઠવાશી છો અવીનાશી, ચાતુર ભુજ ચક્રધારીરે. સુણો૦ ૧
વીશ્વના સ્વામી અંતર જામી, ચરણકમળ બલીહારીરે.સુણો૦૨
કૃષ્ણ કૃપાળુ દીનના દયાળુ, વિઠ્ઠલવર જાઉં વારીરે. સુણો૦૩
અસર્ણા સરણછો શામ વરણ છો, કીંકરના કલ્યાણ કારીરે. સુ૦૪
વિશ્વપતી મતી ગતી દયો અતી, કાહાડો કુમતી નઠારીરે. સુ૦ ૫
કહે વ્યાસ વલ્લભ છોપ્રભુદુર્લભ, સુર્લભ સાંન્તીદયો સારીરે.સુ૦૬

## પદ ૨

રાગ ઉપરનો.

નિશ્ચય કર્યું નીહાળીરે, ભજે તે ભાગ્યશાળી:
વ્હાલા જેને વનમાળીરે, તેની રીતી રૂપાળી; ટેક
ભજન વીનાનો ભુંડો સમજવો, કરણી તેની હોય કાળીરે ભજે૦૧

હરી વીમુખ વીવાદનો ભોગી, ભક્તોની કરે ચેષ્ટાળીરે. ભજો૦ ૨
ભક્તી વીના ભુંડો કુડો કુકર્મી, તે સામું જોવું ન ભાળીરે. ભજો૦૩
સંગ કરે રંગ અંગનો ફરે, તેથી તે નાંખવો ટાળીરે. ભજો૦ ૪
અસુર સરખો ભજન હીણુ નરખો, પેટમાં પ્રપંચ પાળીરે. ભજો૦૫
દુષ્ટરે દુઃખીને ભક્તરે સુખી, જોજો સૌ સાસ્રો ન્યાળીરે. ભજો૦૬
બેઠી મીરાં બાઇ હરીપદ સાઇ, તેની વેળા કેવી વાળીરે. ભજો૦૭
સુધનવાને માટે તેના તાતે, તેલની કઢા ઉકાળીરે. ભજો૦૮
તે કઢા શીતળ કીધી સાંમળીએ, શેવક લીધો સંભાળોરે ભજો૦૯
પ્રલાદને સ્થંભે પ્રગટયા સ્વામી, મરણથી રાખ્યો ખાળીરે. ભ૦૧૦
નરસંઇમેહેતાના ખરચખુંટણમાં,પાડવા ન દીવી તાળીરે. ભ૦૧૧
લજ્યા લેવા બેઠા કૌરવ કુબૂદ્ધ, ત્યાંથી ઉગારી પંચાળીરે.ભ૦૧૨
વ્યાસ જોડે હાથ એવો મારો નાથ, નાંખે સૌ પાતક બાળીરે. ભ૦૧૩

---

## પદ ૧

માતાજીરે આજ આંનંદ મારે અંગેરે, એ રાગ.

જુઠા જીવરે જુઠી માયામાં તું બેઠોરે;
જુઠા જીવરે, પાપીના પંથમાં તું પેઠોરે. ૧
જુઠા જીવરે, કામ ક્રોધ મોહ લોભ લાગ્યોરે;
જુઠા જીવરે, જનમારો તેને ન તાગ્યોરે. ૨
જુઠા જીવરે કુતરાને કામ જ્વર જાગેરે;
જુઠા જીવરે કારતીક માસે ક્ષુધા ત્યાગેરે. ૩
જુઠા જીવરે, તજેછે તરશા આરામરે;
જુઠા જીવરે, ભટકયા કરેછે ઠામો ઠામરે. ૪
જુઠા જીવરે, તો તને ક્રીડા બાર માસરે;
જુઠા જીવરે, તેથી કેટલો પડશે ત્રાસરે. ૫

જુઠા જીવરે, મનમાં કરીલે વિચારરે;
જુઠા જીવરે, થાશે જમપુર અધીકારરે. ૬
જુઠા જીવરે, જંજાળી જાળમાં પડીનેરે;
જુઠા જીવરે, થાકીશ પુઠે રડીનેરે. ૭
જુઠા જીવરે પાણી પેહેલી બાંધ પાળીરે;
જુઠા જીવરે, વરીલે શ્રી વનમાળીરે. ૮
જુઠા જીવરે વાવ્યા પેહેલો વાડ કરીયેરે;
જુઠા જીવરે, વ્યાસનું વેંણ રૂદે ધરીએરે. ૯

પદ ૨

રાગ ઉપરનો.

સમજુ ભાઇ, અજ્ઞાનીને પરહરીએરે,
તેનીસાથે, વાદ વીવાદ ન કરીએરે. ૧
દુરીજનની, વાત ન સુણીએ કાનેરે;
ખશી જઇએ, એવાથી ન્હાય તે બાનેરે. ૨
નાસ્તીકને તો, કહીએકે ભાઇ અમે હાર્યારે;
વારીએ નહીં, વાર્યાથી તે ન રહે વાર્યારે. ૩
માટે દુષ્ટ, જનને કહેવું તમે મોટારે;
કહેવું તમે, સાચાને અમે ખોટારે. ૪
તેવું કહે, નથઇ જઇએ છોટારે;
છોટા થએ, કદી નહીં આવે ટોટારે. ૫
નક્કી જીવ, જ્યાં ત્યાં મીથ્યા ઘાલે ગોટારે;
ખીલે ફુટે, જેવા છે જળના પરપોટારે. ૬
ઉગે ધરો, વડને કહે રહે દુરરે;
વધવું મારે, માટે દે જગ્યા ભરપુરરે. ૭

તો વડ કહે, ચો માસા પછી ખશીશરે;
થાજે મ્હોટી, હું જઇ દુર વશીશરે. ૮
એમ કહી, રહે એવે વહે ચાર માસરે;
વરશ્યા રૂતુ, ગયે પામે ઘાસ નાશરે. ૯
ધરો બાઇ, સુકાઇને કૈંદાયરે;
ત્યારે વડ, વદે લે તું જગીઆયરે. ૧૦
ત્યારે ઘાસ, બાઇ બોલલાં પડે વીલાંરે;
તેવી રીતે, અજ્ઞાની પ્રાણી પડે ઢીલાંરે. ૧૧
વડની પેરે, પેહેલું જ્ઞાનીએ રેહેવું સ્થીરરે;
દુર ન નાહો, તેમ રેહેવું ગંભીરરે. ૧૨
સુભજનોએ નિશ્ચય રાખવો મનરે;
શાંન્તી રાખી, વદેછે વ્યાસ વચનરે. ૧૩

## પદ ૩

રાગ ઉપરનો.

વિરાજીરે, શીશ સ્વામી કર સાચોરે;
વિરાજીરે, કો કલ્પે નવ પડે કાચોરે. ૧
વિરાજીરે, આદ્ય અખંડ અવીનાશીરે;
વિરાજીરે, તે કીના સહુ ફંદ ફાંશીરે. ૨
વિરાજીરે, રામ રામ રામ રામ કહીએરે;
વિરાજીરે ભવ સાગર તરી જઇયેરે. ૩
વિરાજીરે, ગોવિંદ ગોવિંદ ગઇએરે;
વિરાજીરે, હરી હરી કરી હરીજન થઇએરે. ૪
વિરાજીરે, રણછોડ રણછુટવા રટીયેરે;
વિરાજીરે, વિઠ્ઠલ વિઠ્ઠલ વદી વટીયેરે; ૫

વિરાજીરે, પ્રભુ પ્રભુ પોકાર કરીએરે.
વિરાજીરે, ધાઇ ધાઇને ધ્યાન ધરીએરે. ૬
વિરાજીરે, અંતવખતનો એ બેલીરે;
વિરાજીરે, તે વણ જાશુ સર્વે મેલીરે. ૭
વિરાજીરે, સાથે શ્રી રામ નામ આવેરે;
વિરાજીરે, જમકીંકરનું ન ફાવેરે. ૮
વિરાજીરે, ક્રષ્ણ ક્રષ્ણ કહ્યા વણ કાચુરે;
વિરાજીરે, વ્યાસને બાણ વાગ્યું સાચુરે. ૯



## પદ ૧

હુંવ તને કેમ આવે. એ રાગ.

જીવ જપીલે જુગધારરે, પગથીયું છેલ્લુ છે;
આ મુનષા દેહી અવતારરે, પગથીયું છેલ્લું છે. ૧
ચેતી ચઢી જા થઇ સમશેરરે; પગથીયું૦
ટળે લક્ષ ચોરાશીનો ફેરરે. પગથીયું૦ ૨
નહીં આવે ફરીથી લાગરે; પગથીયું૦
તારા વપુનો કરમાશે બાગરે. પગથીયું૦ ૩
તારા બાળપણના જે રંગરે; પગથીયું૦
તેના પાપનો મેલ તારે અંગરે. પગથીયું૦ ૪
તે ધોવાનો એક ઉપાયરે; પગથીયું૦
લે સાબૂ સમ્રણ કર માંયરે. પગથીયું૦ ૫
રામના નામની દે ઝીકરે; પગથીયું૦
તારી ટળશે જમની બીકરે; પગથીયું૦ ૬
ભર્યું ભજનરૂપી જળરે; પગથીયું૦
તેમાં દેહી થાશે નીર્મળરે. પગથીયું૦ ૭

તું વિવેકથી વીંછળરે; પગથીયું૦
સત્ય સમજી અઢળક ઢળરે. પગથીયું૦ ૮
તારૂ અંધારારૂપી અજ્ઞાનરે; પગથીયું૦
કરો જ્ઞાન દીપક વીદ્દાનરે. પગથીયું૦ ૯
તારૂં તીમ્ર આગળનું જાયરે; પગથીયું૦
વારી વારી વલ્લભ ગુણ ગાયરે. પગથી૦ ૧૦

પદ ૨

રાગ ઉપરનો.

અલ્યા જીવડા જો વિચારીરે; સત્ય સંગ નવ કીધો;
જો હેળે ગઇ ઉમર તારીરે, જ્ઞાંન બોધ નવ લીધો. ૧
અલ્યા શું આવ્યોને શું જોયુંરે; સત્ય૦
ખરૂ રળવાનું તેં ખોયુંરે. જ્ઞાન૦ ૨
અલ્યા અવાળો બાચકા ભર્યારે; સત૦
માયા ધુમ્રમાં ફોગટ ફર્યારે. જ્ઞાન૦ ૩
અલ્યા માંથેછે કાળ બહુ કુડોરે; સત૦
શીદ ખુએછે અવસર રૂડોરે. જ્ઞાન૦ ૪
અલ્યા રમતાં બાળપણ ખોયુંરે; સત૦
જવાનીમાં જંજાળ ચીત પ્રોયુંરે. જ્ઞાન૦ ૫
તારાં ગયાં દસ વીસ ત્રીસરે; સત૦
થયાં મ્હો માયામાં ચાળીસરે. જ્ઞાન૦ ૬
અલ્યા જન્મી જનેતા વગોવીરે; સત૦
બધી જીનગાની ડબોવીરે. જ્ઞાન૦ ૭
કર્યાં જપ તપને વ્રત મોટાંરે; સત૦
સમજ્યા વણ સાધન ખોટાંરે. જ્ઞાન૦ ૮

અલ્પયા ભ્રમીત જીવ શીદ ભુલ્યોરે; સત૦
છે વ્યર્થ વાસણને ચુલોરે. જ્ઞાન૦ ૯
અન વણ સાધન સૌ ખાલીરે; સત૦
આ સુવો અરથ લે ઝાલીરે. જ્ઞાન૦ ૧૦
જ્ઞાન વણ સાધન સહુ ફોકરે; સત૦
કથ્યું વેદમાં પુન્ય સ્લોકરે. જ્ઞાન૦ ૧૧
જશારથ જગદીસને જાણરે; સત૦
વદે વ્યાસ વેદમાંથી વાણરે. જ્ઞાન૦ ૧૨

## પદ ૧

ઝીણા મારૂનો રાગ.

ભજીલે ભાઇ ભજીલેને, ભજીલે તું રામ;
રામ ભજવાથી તારૂં,સરે સરવે કામ. જીવ૦ ટેક
રામ ભજ્યા ધ્રુજીતો, અચળ લીધો ઠામ;
વીભીક્ષણે ભજી લંકાં,લીધીરે તમામ. જીવ૦ ૧
ભજ્યાતા પ્રલાદજીતો,સ્થંભે વસ્યા શામ,
કઢા સુધનવાની ઠારી,દીધું સુખ ધામ. જીવ૦ ૨
શવરીનાં બોરજમી સદા રાખ્યું મામ;
કર્મા બાઇનો ખીચડો, ખૈને વધાર્યું નામ. જીવ૦ ૩
મીરાં બૈ સગાંને તજી, ભજી રાખી હામ;
મ્હેતાજીની લજ્યા રાખી,જુએ આખું ગામ. જીવ૦ ૪
માટે પ્રાણીયા ભજ તજ,મોહ થા ગુલામ;
વ્યાસ વદે ભજવામાં,શા દુલે છે દામ. જીવ૦ ૫

પદ ૨
રાગ ઉપરનો.

ભજનમાં બોલી, ભુંડા ભજનમાં બોલ;
બોલવાથી તુને કૃષ્ણ, કરાવે કલોલ. ભુંડા૦ ટેક
શીદને સરમાય છે તું, તારૂં રહે ખોલ;
જોડે હુંગતો હોય તેને, ફીટકારી ઢઢોળ. ભુંડા૦ ૧
જગધીસ જપતાં શી, જીભે પડે ઝોલ;
તાળી દેતાં ત્વચાતણી, ઉતરે શી છોલ. ભુંડા૦ ૨
લાજ શી મ્હારાજ ગાતાં, મુકય હૈયા ચોળ;
હૂંવ આળસ કર હાગી, દલ ખોલી ડોલ. ભુંડા૦ ૩
ગાંડા ઘાંટો કાહાડે નહીંશું, ગળામાં ઝલોલ;
વ્યાસ વદે લાજે તેતો, નર ખર તોલ. ભુંડા૦ ૪

---

પદ ૩
રાગ ઉપરનો.

જપ જગધીસ જીવ, જપ જગધીસ;
જપ કરવાથી તને, રીઝે સાચો ઇશ. જીવ૦ ટેક
મોહ માયા મદને, મચ્છરમાં મરીશ;
કેહેડ બાંધી કૃષ્ણ કહે, સંસાર તરીશ. જીવ૦ ૧
જીવી જીવીને તુ જીવે, દસ વીસ ત્રીસ;
ચાળી પચા સાઠે છેડા, કાળ તારે શીશ. જીવ૦ ૨
માત તાત ભ્રાત ભાર્જા, પોતાનાં બોલીશ;
તે નાથી છોડાવા આવે, પ્રભુના પોલીસ. જીવ૦ ૩
ઝાલ માળા મેલ ચાળા, કાળાં માં કરીશ;
સાચુ તરવું સમજે તો, મીથ્યા માં વદીશ. જીવ૦ ૪

પાપથી પ્રવેશી જાય, પડાવશે ચીસ;
માટે ડરી ડગલું કે, નીતી ન મુકીશ જીવ૦ ૫
પુન્ય જમે કર્યું નહીં તો, ભીખ તું માગીશ;
વળી લક્ષ ચોરાશીમાં, ફરવા લાગીશ. જીવ૦ ૬
પ્રતીકાનાં નાંણાવાણા, મેળવી રહીશ;
પુન્ય પાળી બાંધ્યાવી ના, લપશી પડીશ; જીવ૦ ૭
વલ્લભનું વળાવું જો, લેઇને વટીશ;
સમાગમે જ્ઞાન થાશે, રામને રટીશ. જીવ૦ ૮

પદ ૪

રાગ ઉપરનો.

અદેખાઇ મેલ, ઉંધા અદેખાઇ મેલ;
કેડે કુથલી કેમ કરે, ફાંસીયા ફાટેલ. ઉંધા૦ ટેક
અન્યની અક્કલ જોઇ, બળેછે બળેલ;
હૈયામાં શી હોળી ઉઠે, ચીત્તના ચળેલ. ઉંધા૦ ૧
કંઇ ચાલે નહીં ત્યારે, કરે ખોટા ખેલ;
ઓછુ છોછુ વેંણ વદે, છરમાં છકેલ. ઉંધા૦ ૨
ઝેર ઝ્હેર વણ પણ, દ્વેશનો ભરેલ;
સુખ સામાતણું જોઇ, દુઃખમાં પડેલ. ઉંધા૦ ૩
કેકની કીરતી સુણી, દાઝે દી ઉઠેલ;
વીદ્યાની વડાઇ જોઇ, વખોડે વટ.લેલ ઉંધા૦ ૪
મહતા જોઇ તુજ તનમાં, રેડાયછે તેલ;
હૈયુ હાથ રાખી હેઠો, બેશ ઉખડેલ. ઉંધા૦ ૫
મરમે વદી માંથુ વાઢે, છકીના છળેલ;
જસ ઝાંખો કરવાને, ભુંકે તું ભઠેલ. ઉંધા૦ ૬

ઉડાડે તું રવી સામી, રેણું રખડેલ;
પણ પડે તુજ માંથે, ખોળી લે ખશેલ. ઉંધા० ૭
આંખે કમળો તેથી તું તો, દેખેરે પીળેલ;
તને ફેર ચડયા તેણે, દેખે જગ ફરેલ. ઉંધા० ૮
માટે ઉપદેશ લે તું, કપુત કુટેલ;
વલ્લભ કે વાંકુ વદે, કરમ ફુટેલ. ઉંધા० ૯

---

પદ ૧

એમ કહે હનુમાન. એરાગ.

અમે નાણા વટીરે, અમે નાણા વટી;
નગદ નાણું નારાયણ નામનું ધીરશું. ટેક०
મારી દુકાન દેશે દેશ ચાલે, ફરીયે ન નાણા વણ કર ઠાલે;
કૈને ધીર્યા તે ગ્રસ્થ થઇને મ્હાલેરે. અમે० ૧
વળી ચોકશીની પ્હેડી ચાલી, ઘણા જનને જણશ પ્હેરવા આલી;
કંઠી ઉતરી તુળશીની ઘાલીરે. અમે० ૨
કૈંક જનના ભવનાં કષ્ટ કાપ્યાં, સાહુકાર જોઇ માપે માપ્યાં;
નવઘરાં બદલ બેરખા આપ્યારે. અમે० ૩
અમ ગ્રહસ્ત થકી હારે મેરૂ, એક હાટ કર્યું ગાંધી કેરૂ;
દેઉ ઉધારે ગોપીચંદન ગેરૂરે. અમે० ૪
પરવરતીથી ગન છોડાવું, નીરવરતીમાં જીવ જોડાવું;
વદે વલ્લભ માયા મોહ તોડાવુંરે. અમે० ૫

---

પદ ૨

રાગ ઉપરનો.

જડ બૂદ્ધીનારે, મુંઢ બૂદ્ધીના;

જ્ઞાન સરવ સુણ્યું પણ, કાંઇ સમજ્યો નહીં. ટેક
અલ્યા જ્ઞાન ઘણું સુણે કાને, તેટલી વેળા સાચુ માને;
ઘડી થઇને ધુમ્યો ઘર ધ્યાનેરે. જ૦ ૧
એવું કઠીણ કાળજુ કેમ થયું, રમતાં જગતાં જોબન ગયું;
હવે આયુશ તારૂં આવી રહ્યુંરે. જ૦ ૨
તને ગરભમાં ભગવત ભાળ્યોતો, કરી અરજને સ્રષ્ટીમાં આવ્યોતો;
આવ્યો ત્યારે શું સંગ લાવ્યો તોરે. જ૦ ૩
જો જનમ્યો હતો ઠાલે હાથે, રળવા રઝળી રણ કર્યું માંથે;
જો જૈશ ત્યારે શું લૈશ સાથેરે. જ૦ ૪
તારો ન્યાય તૂં કરી લેને આંપે, જ્ઞાન થયું હોયતો માપજ માપે;
શું સંગ લીધું તુજ માબાપેરે. જ૦ ૫
બોધ સુણ્યો પણ તેમ નવ ચાલ્યો, સૂધુ સગાજી ઉંધો મત ઝાલ્યો;
વદે વલ્લભ જોજે જમપુર ચાલ્યોરે. જ૦ ૬

---

પદ ૩

રાગ ઉપરનો.

દુખ થયા વીનારે સુખ ગયા વીના;
માયા મોહીત જીવને હરી સાંભરે નહીં. ટેક
સુખે સાંભર્યા નહીં રાવણને, સાંભર્યા નહીં બીજા દુરીયોધનને;
ત્રીજા સાંભર્યા નહીં જરાસનનેરે. દુઃખ૦ ૧
જુઓ દુઃખ પડ્યું પાંડવને અતી, વન વેઠ્યાથી થઇ સુભમતી;
સુભમતી થકી થઇ મોક્ષ ગતીરે. દુઃખ૦ ૨
ધ્રૂજીને અપરમાએ મેંણું દીધું, ઘર ત્યાગ કરી વન તપ કીધું;
તપ કીધું તો અવીચળ પદ લીધુંરે. દુઃખ૦ ૩
એવા અતી દાખલા તે કયાં કહીએ, થોડું કહે ઘણું સમજી જઇએ;

સાણુાજનને સત્ય બેસે હૈયેરે. દુઃખ૦ ૪
તેવું દુઃખ દીઠું વલ્લભે ઘણું, ત્યારે જ્ઞાન થયું ગોવીંદ તણું;
માટે વીપત વૈરાગ ભક્તી ભણું રે. દુઃખ૦ ૫

---

## પદ ૧

સીતાજીના મહીનાનો રાગ.

પ્રભુ દાસ તમારો રાંક, દયા કાંક લાવીયે;
મારો એકે નથી ઉપાય, હવે ભ્હારે આવીયે. ૧
પ્રભુ જોયાં મે મા ને બાપ, બેલી બધાં સુખનાં;
ભગની ભારજા કે ભ્રાત, દેનારાં છે દુઃખનાં. ૨
પ્રભુ રીતે કરૂં રોજગાર, નીતી રાખુ ધર્મની;
માત તાતને ગમે ન કાંય, જુઓ કાંણી કર્મની. ૩
પ્રભુ ખાઇ પી રેહેવું ખુશ, એવું ગમે મુજને;
કાહાડવો આણંદમાં દન ભજી ચત્રુભુજને. ૪
પ્રભુ તેમાં સંતાપે માબાપ, પુરવનાં પાપીયો;
મેં શો કીધો તમારો બીગાડ, આંહી જન્મ આપીયો. ૫
પ્રભુ ત્યાગી થઇને જાવું, થાઉ ખુશી વન વીશે;
તોહે હાંસી જગતમાં થાય, બેઉ બાજુ દુઃખ દીસે. ૬
પ્રભુ આરો મારો નથી એક, બળે હઇએ હોળીયો;
કાંઇ રસ્તો બતાવો રામ, રડે ભક્ત ભોળીયો. ૭
પ્રભુ પુરવે કર્યાં શાં પાપ, તાવે બાપ તાવડી;
કદી તાત તો તેવો હોય, પણ તેવી માવડી. ૮
પ્રભુ અપરમા ધ્રુજીની માત, તેવી માત માહરે;
પ્રલ્હાદના તાત તુલ્ય તાત, શું કરૂં ત્યાહરે. ૯
પ્રભુ દુનીયાના દો રંગ, ડાહાપણ કરે ડાહ્યલા;

વર ફાટે મણ્યાઇએ ગુમાર, આંડા ને બાયલા. ૧૦
પ્રભુ બાનાના બેલીછો બાપ, બીજો બાપ છે નહીં;
વ્યાસ કહે સરણ લ્યો આપ, દયા લાવો દલ મહી. ૧૧



## પદ ૨

### રાગ ઉપરનો.

જીવ જપી લેને જગદીસ, વરસ તારાં વહી ગયાં;
તારૂં સગુ ન જાણીશ કોય, ઠગારાં ભેગાં થયાં. ૧
રળે ખપે ત્યાં સુધી ખપ, પડે સૌને તાહરો;
નહીં તો ન પુછે કોઇ ભાવ, ખાધા કરે વાયરો. ૨
અલ્યા રાજદરબારનો હુત, કાંડુ તાહરૂ ગ્રહે;
તો સગાં સ્નેહી સૌ સાથ, દેખીને દુરજ રહે. ૩
કોઇથી તુને ન છોડાવાય, જોડે જોડાવશે;
તોતો જમદુત કાંડુ સ્હાય, ત્યાં કોણ છોડાવશે. ૪
લેઇ જાય જમ ઝાલી કેશ, દ્વેશે લેશ નહીં કમી;
નાંખશે ગોખરૂને પંથ, રહે કાંટા કયમ ખમી, ૫
પેહેરવા ન મળે ઉપાન, હેરાન થાય ચરણથી;
ભોંકાશે ભાલામાં વાન, ભુંડુ એતો મરણથી. ૬
આવે વૈતરણીનાં નીર, તરી તીર કેમ વહે;
પડે જમડાનો જબરો માર, ઓ જીવડા તું શું સહે. ૭
ફુલ્યો ફુલ્યો ફરે ફાટેલ, ખેલજ ખોટા કરે;
નાત તાત જાતને માત, માનીતો તેમાં ફરે. ૮
શું કરે સગાંનો સંતાપ, તું ટાળ્ય તારા તાપને;
જમના માર વેળા પોકાર, કરીશ કીયા બાપને. ૯
માટે રાખ્ય લ્યા મનથકી બીક, શીખજ સાચી જાણજે;

કહે વલ્લભ કાં મણ્ય સ્નેહ, કાંતો ક્લેશઆંસુજે ૧૦

## પદ ૧

વીંઝણો રમણ ચડયો. એ રાગ.

કે સમરણ કરતાં સરમ શાની,
નડારા નીચું નીરખે શું અગનાની. કે સમરણ૦ ટેક
ભુજે ભુજ ભેળવી દેતાળી, તેમાં શીદ લાજ ધરે ઠાલીઃ
ન લાજ્યો કંન્યાનો કર ઝાલી. કે સમરણ૦ ૧
કે માળા ઝાલતાં શું થયા કાળા, મીથ્યા લાજ ધરે કરી ચાળા;
ન લાજ્યો પેહેરતાં વરમાળા. કે સમરણ૦ ૨
કે ઘુંઘ આવેછે ભજન કરતાં, કે થાળ મુકતાં લાજી મરતા;
ન લાજ્યો કંન્યાને ગ્રાસ ધરતાં. કે સમરણ૦ ૩
કે પરકંમા કરતાં પાછો પડીયો, કે વામા વરવા સનમુખ અડીયો
મંગળ ફેરા ફરતાં કરી હડીયો. કે સમરણ૦ ૪
કે હરી જનના લાડમાં લાજ્યો,કે દેખી છોકરાંને વણો ગાજ્યો;
લડાવું લાડ કહી બાળને બાજ્યો. કે સમરણ૦ ૫
કે લઢતાં વઢતાં ન જીભ થાકી, કે રામ નામ દેતાં રસના પાકી;
ઉંધો પંથ પકડીને ધુળ ફાકી. કે સમરણ૦ ૬
કે મોહોટમ મુકી દે પાપી, કે કીડી થઇ સરસ સાકર ખાપી;
હાથી થયે ઝૈડાં કરડ કાપી. કે સમરણ૦ ૭
કે તાળી દીધે તન તસ્કર ત્રાસે, કે ઉંચે હાથ ડોલતાં ન ભય ભાસે;
અવાજ થકી આળસ પાપ નાસે. કે સમરણ૦ ૮
કે થોડું કહે સમજી સરમ તોડો, કે લાજ તજો આળસમાં મોડો;
વલ્લભ કહે હરી સંગ જીવ જોડો. કે સમરણ૦ ૯



## પદ ૨

રાગ ઉપરનો.

કે ભગવત ભાવે ભજો ભાઇ, કે હીરી હરી હરી રટો ઘટમાંહી. કે ભગ૦ ટેક
કે ભગવત ભજતાં ભવ તરશો, કે રામ રામ રામ રામ મુખ કરશો;
પ્રભુનો પાઠ પઢી પાપ પરહરશો. કે ભગવત૦ ૧
કે વીષ્ણું વીષ્ણું વીષ્ણું વીષ્ણું વદીયે, કે સામળાને સદા રાખીયે રદીયે
જપી જમધીસ જમને ન બદીયે. કે ભગવત૦ ૨
કે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કહીયે, કે ગોવર્ધનધારી ગોવીંદ ગ્રહીયે
શું દીરશામતણી શેવનામાં રહીયે. કે ભગવત૦ ૩
કે પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પઢીયે, કે જગપતી જોડે જીવડો જડીયે,
સુનો ન મુકો ઘનશામને વઢીયે. કે ભગવત૦ ૪
કે જગંનાથ જુગજીવન ઝીણો, કે મુંઢ મતી વીઠ્ઠલવર વીણો;
ટળશે કૂર કરમનો દોશ હીણો. કે ભગવત૦ ૫
કે નારાયણ નરહરી મુખ કેને, કે રણછોડ રણછોડાવણ છેને;
જીવડા જપ જીભડીયે તું તેને. કે ભગવત૦ ૬
કે ધન્ય જનુની જે હરીજનને જણે, કે ઇકોતેર પ્હેડીનું નરક હણે;
વલ્લભ વ્યાસ વારંમવાર પ્રમને ભણે. કે ભગવત૦ ૭

---

## પદ ૧

કોણ ગતી વ્રજરાજ. એ રાગ.

મુંઢમતી મકલાય, માયામહી મુંઢમતી મકલાય; ટેક
જેહ માયામાં, મગ્ન રહેછે, તેજ નરક લઇ જાય માયા૦ ૧
પંચ વીશયમાં, જેને જે વાસના; તેને તે બંધન થાય. માયા૦ ૨
શબ્દ વીષયમાં, હરણ રીઝે; પારધી કર સરખાય. માયા૦ ૩

રસ વીશયથી, મછ મોહીને; રસના સ્વાદે હણાય. માયા૦ ૪
પતંગ પ્રાણી, રૂપ વીશયથી; જ્હની વપુ પ્રજળાય. માયા૦ ૫
સ્પર્શ વીશયથી, ગજરાજ ગરજી; ખાડ પડી બંધાય. માયા૦ ૬
વાસના વીશયે, ભમ્મર પુષ્પમાં; પેશીને પ્રાણ પળાય. માયા૦ ૭
એકેક વીશય,વાળા પ્રાણી; દુઃખ પડેને ડુભાય. માયા૦ ૮
જે જળમાં જે, તારો થએલો; તે કેમ નહીં ડુબાય. માયા૦ ૯
વ્યાસ વલ્લભ કહે, જાળ જાુઠીમાં; કરમ હીંણે કુટાય. માયા૦ ૧૦



પદ ૨

રાગ ઉપરનો.

ભાવે ભજો ભગવાન, ભાઇ તમે; ભાવે ભજો ભગવાન; ટેક
ભગવત ભજવા, દેહ મળ્યો છે, ન ભજે પશુ સમાન. ૧
કપુત કહ્યું, કરે ન કોઇનું; સમજે સપુત સંતાન. ભાઇ૦ ૨
દામ ન બેસે, નામ લીધામાં, ન તુટે તન મન માન. ભાઇ૦ ૩
પ્હેલુ સુ કરમે, મચ્યો રહે તૂં, પછી ઉપાસના ધ્યાન. ભાઇ૦ ૪
કર્મ ઉપાસના, બેઉ કરીને, પછી લે ઉતમ ગ્નાન. ભાઇ૦ ૫
શુભ કર્મો થી, જગ ફળ મળશે, ટળશે પાપનાં પાંન ભાઇ૦ ૬
ઉપાસનાં થી, વાસ વૈકુંઠે, સાચુ સમજ નાદાન. ભાઇ૦ ૭
જ્ઞાન થી થાશે, મુક્તીની પ્રાપ્તી, જન્મ મ્રત્યુ નહી વાન. ભાઇ૦ ૮
ચાતુર વેદના, કાંડ એ ત્રણ છે, માટે તેમાં દે ધ્યાન ભાઇ૦ ૯
ત્રીવીધી તાપ ને, આપ સમાવી, સમજવી સત્ય સાન. ભાઇ૦ ૧૦
જંજાળી જાળનો, કાળ છે કપરો,વ્યાસ વદે રાખ્ય ભાંન ભાઇ૦ ૧૧



પદ ૧

રાગ. કાઠીયાવાડી હલાર.

અલ્યા ફુલી ફુલી શું ફુલાય, જીવરાજ આડવડીનું અજવાળીયું રે. ટેક
તારો ભવ ભલેરો ભુલાય. જીવ૦ ૧
જોને પ્રાણીના જુદા જુદા રંગ. જીવ૦
કરે નવા નવા બહુ બંગ. જીવ૦ ૨
કોઇ હસે ને કોઇ કોઇ રોય; જીવ૦
કોઇ રમે ને કોઇ કોઇ જોય. જીવ૦ ૩
કોઇ ખાઓ કહે નવ ખાય; જીવ૦
કોઇ ભુખ્યા ભુખે ભટકાય. જીવ૦ ૪
કોઇ વાહને ચઢે વારંવાર; જીવ૦
કોઇ પાવલે પ્રજળે અપાર. જીવ૦ ૫
એવા ગરીબ ગ્રહસ્થ અનેક; જીવ૦
પણ પંથ સરવેનો એક. જીવ૦ ૬
ગત થયેછે સરખો દાવ; જીવ૦
કાં નીર અગની કે આગ. જીવ૦ ૭
છે છેવટે સરખી રીત; જીવ૦
રહે સુખીનું સંપતીમાં ચીત્ત. જીવ૦ ૮
તેની વાસના ત્યાં બંધાય; જીવ૦
જાય ગતી ગતી ત્યાં થાય. જીવ૦ ૯
સુખે સાંભરે સોનીડાનું ધામ; જીવ૦
દુઃખે સાંભરશે સીતારામ. જીવ૦ ૧૦
અલ્યા રામથી મોક્ષ મુકામ; જીવ૦
થાશે વૈભોગે નર્ક વીસરામ. જીવ૦ ૧૧
પડયું દુઃખ તેને થયું સુખ; જીવ૦

લીધુ સુખ તેને પડ્યું દુઃખ. જીવ૦ ૧૨
અલ્યા દુઃખ તે સુખ સુખ માન્ય; જીવ૦
સત્ય સમજી ધર હરી ધ્યાન. જીવ૦ ૧૩
અલ્યા ધ્યાનથી મળશે માન્ય; જીવ૦
વદે વલ્લભ ભજ ભગવાન; જીવ૦ ૧૪

---

## પદ ૨

### રાગ ઉપરનો.

તારેઠરવાની નોવીવડીએક; પ્રાણલાલ. જનમીને જંજાળમાંપડયોરે.
તારી જંજાળનો આવ્યો નહીં છેક; પ્રાણલાલ૦ ૧
તેંતો લીધો કોટીક અવતાર. પ્રાણલાલ૦
જયારે ત્યારે ધંધામાં તૈયાર. પ્રાણલાલ૦ ૨
બચી વેળા ગ્રસ્થ થવું ધાર્યું પ્રાણલાલ૦
તારૂ વપું વગોવી માર્યું. પ્રાણલાલ૦ ૩
પણ ગ્રહસ્થ ન થયો કોઇ વાર. પ્રાણલાલ૦
કદી થાયતો શું સંગ લે ગુમાર. પ્રાણલાલ૦ ૪
રળી રળી ભર્યા ભંડાર; પ્રાણલાલ૦
કેડે લુંટી બેઠાં પરવાર. પ્રાણલાલ૦ ૫
તારી કેડે ન કોડી આવી એક; પ્રાણલાલ૦
મીથ્યા મારૂ કહીને ધર્યો ટેક. પ્રાણલાલ૦ ૬
તારા વૃદ્ધનો કરી લે વિચાર; પ્રાણલાલ૦
સંગે લીધું ન્હોતૂ લગાર. પ્રાણલાલ૦ ૭
તેથી તું પણ નહીં લે સાથ; પ્રાણલાલ૦
માટે જપી લે વ્યાસનો નાથ. પ્રાણલાલ૦ ૮

---

## પદ ૧

મારા રંગીલા રણછોડ. એ રાગ.

હરી હીરો આવ્યો મુજ હાથ, જગત લાજ છોડીરે;
મળ્યો મળ્યો આ વિશ્વનો નાથ, દીધો જીવ જોડીરે. ૧
નથી લોક તણી ઓશીઆળ, જગત લાજ છોડીરે;
મારો ફર અલ્લો ગોપાળ, દીધો જીવ જોડીરે. ૨
મેલી નાતને જાતની શર્મ, જગત લાજ છોડીરે;
જાણ્યો જથારથ મુળ ધર્મ, દીધો જીવ જોડીરે. ૩
કરો કલ્પાંત ઘરની નાર, જગત લાજ છોડીરે;
પણ ભય ન ધરીએ લગાર, દીધો જીવ જોડીરે. ૪
બાળ બચ્ચાં કરો કલ્પાંત, જગત લાજ છોડીરે;
વળી ગઇ સંસારની સાંન્ત, દીધો જીવ જોડીરે. ૫
રડયા કરો માતને તાત, જગત લાજછોડીરે;
જાણી પરમાનંદની વાત, દીધો જીવ જોડીરે. ૬
કુટો કકળો ભગનીને ભ્રાત, જગત લાજ છોડીરે;
દીઠું પરમપદ સાક્ષાત, દીધો જીવ જોડીરે. ૭
કરો દુનીયાં ચાહાય તે વાત, જગત લાજ છોડીરે;
હવે હૈયું નથી રહ્યુ હાથ, દીધો જીવ જોડીરે. ૮
માનો મશ્કરી કે માનો સાચુ, જગત લાજ છોડીરે;
સધર્યો સ્વારથ શું કાચુ. દીધો જીવ જોડીરે. ૯
ધરીશું બેરખા માળા અંગ, જગત લાજ છોડીરે;
કરીશું નવા નવા રંગ, દીધો જીવ જોડીરે. ૧૦
ધરીશું ગોપીચંદ ગેરૂ, જગત લાજ છોડીરે;
ડગુ ન જેમ ડગે ન મેરૂ, દીધો જીવ જોડીરે. ૧૧
ચાહ્ય ટુટી પડે આખુ આભ, જગત લાજ છોડીરે;

કેમ ખોટ ખાઉં આવ્યો લાભ, દીધો જીવ જોડીરે. ૧૨
નાચીશું માઇશું ઘેર ઘેર, જગત લાજ છોડીરે;
પાડીશું તાળીયો ઠેરે ઠેર, દીધો જીવ જોડીરે. ૧૩
લોક છો કહે ગાંડો ઘેલો, જગત લાજ છોડીરે;
કહે પાખંડી પણ પ્હેલો, દીધો જીવ જોડીરે. ૧૪
નથી જોવી કુકર્મીની કેહેણી, જગત લાજ છોડીરે;
ધ્યાન ધરવું છે દીવસ રેણી. દીધો જીવ જોડીરે. ૧૫
નક્કી કરવું છે કામ સૌ ઠામ, જગત લાજ છોડીરે;
ધાર્યો નીશ્ચય વલ્લભરામ, દીધો જીવ જોડીરે. ૧૬

---

## પદ ૨

### રાગ ઉપરનો

કોઇ જ્ઞાની ધરે છે દેહ, જગતને સારૂરે;
જ્ઞાન બોધ કરે છે તેહ, જગત ને સારૂરે. ૧
રવી પ્રગટે પ્રાતસકાળ; જગ૦ અગની પ્રગટાવે જવાળ. જગ૦ ૨
મેઘવ્રષ્ટી કરે જળ ધાર; જગ૦ વાયું વાય છે વારંમ વાર જગ૦ ૩
નીર રાખી રહી સરીત; જગ૦ પ્રુથવી રહી સદા સ્થીત. જગ૦ ૪
સીધું પકવી દેછે લુણ, જગ૦ થાયે વનસ્પતીને ગુણ. જગ૦ ૫
તરૂવર રાખી રહે ફળ; જગ૦ સંગરેછે સરોવર જળ. જગ૦ ૬
કૈંક દેવ ધરેછે કાય; જગ૦ એવા ઘણા જણા ઉદે થાય. જગ૦ ૭
કહે વલ્લભ ધરી દેહ; જગ૦ જાણે જીવા શું હોય તેહ. જગ૦ ૮

---

## પદ ૧

ચાંદલીયાનો રાગ.

સત્ય સમજ્યા વણ, સુખ અચળ આવે નહીં;
સહુ સમજે છે સત્ય હરીનું નામજો;
હરી હરી કરીને ઘણા ગોથાં ખઇ ગયા;
પણ તે જીવડા ઠરી નબેઠા ઠામજો. સત્ય૦ ૧
આરાધન સાધન સરવે સમજ્યા વીના,
કીધું પણ તે ફળદાતા તું જાણજો;
નર્ક ટળીને, સ્વર્ગકે સુધામ પામશો,
પણ તેશી નહીં જન્મ મરણની હાણજો. સત્ય૦ ૨
જેટલું વીત તેટલું તે જીવ સુખ ભોગવે,
સમજે તેને બતાવું સેજ સાનજો,
છે નામે મોતી પણ ત્રેણ પ્રકાનાં,
તેવે પ્રકારે સમજી લે ભગવાનજો. સત્ય૦ ૩
ખરાં મોતી થી અન્ય મોતી ઉપન્યાં,
છીપીયાંને વળી મીણીયાં મોતી હોયજો;
જેવું મોતી તેવું વીત જો તે તણું,
વીત જેવું તેવું સૂખ લે સૌ કોયજો. સત્ય૦ ૪
જુઓ નામ મોતી પણ કીંમત જુજવી,
જુજવી તેવી જુજવું જુજવું સુખજો;
માટે ક્ષર અક્ષર અક્ષારાતીત ઓળખો,
વદે વલ્લભ સુખ સારૂ ન ધરશો દુઃખજો. સત્ય૦ ૫



## પદ ૨

રાગ ઉપરનો.

પરમેશ્વરને પરખી લેજે પ્રાણીયા,
પરખી લીધા વીના લાભ ન થાયજો;
નામ સોનું પણ નીચું ઉંચું હોયછે,
માલ જેવોજે ભાવ તેવો તે ખાયજો. પર૦ ટેક
માયાનાં આભુશણ લેવા જાયછે,
તેને તું પરખાવેછે ઘેર ઘેર જો;
જીવનું જરીયાંન જગદીસ વીના છે નહીં,
તેને તું પરખ્યાની ન કરે પેરજો. ૧
જો પુરણ પ્રેમ હોય તો પરખીને લીયે,
જરીયાંન ઉપર પ્રેમ તે પરખાવાયજો;
જાણ્યું હ્યા જરીયાનથી ઇશ્વર ઉતર્યો,
ખાતી વેળા કેમ પરખીને ખાયજો; પર૦ ૨
સંસારમાં ઉપીયોગી ચીજ લે પારખી,
કુશકા મુકી કેમ માગે તાંન્દુલજો;
જીભ્યા સ્વાદે ઉત્તમ સોધે પાપીયા,
તેવું ઉત્તમ સોધી લે બ્રહ્મ મુળજો. પર૦ ૩
અવીદ્યા જ્ઞાની કેહેશે શું કામ છે,
જ્યાં ત્યાં લેવું છે ઇશ્વરનું નામજો;
એમ લીધે છુટકો થાય તો કીર લે ઘણું,
અજબ જનાવર નીત્ય કહે મુખ રામજો. પર૦ ૪
આટલું કહેતાં પશુવત તે સમજે નહીં,
મનુશ જાતી સમજી જશે સાનજો;
નીચો નાસ્તીક નં દશે ન્યાય જોયા વીના,

ન્યાસ વદે સુભ જ્ઞાને ધરો સહૂ ધ્યાનજો. પર૦ ૬

## પદ ૩

રાગ ઉપરનો.

પાશાણ માર્યા વણ કોઇને વાગે નહી,
વાગ્યા વીના ન નીકળે રૂધીરજો;
રૂધીર નીકળ્યા વણ દવા સોધે નહીં,
સોધી ચોપડયા વણ સુધરે ન શરીરજો, પાશાણ૦ ૧
ઉપરની ચોપાઇનો અર્થજ એટલો,
પંથે પંથમાં બહુ રહ્યાછે ભેદજો;
અનાદીના મારગ આધા મેલીયા,
ન સમજ્યા મુર્ખા સ્હાસ્ત્રને વેદજો. પાશાણ૦ ૨
તે સૌ સાર સમજાવા ઇચ્છા ઉપની,
સોધી કાહાડયો સ્હાસ્ત્ર વેદનો ન્યાયજો;
પરમેશ્વર પ્રેરણાથી પ્રસીધી કરૂં,
કરતાં મુજને પણ અડધું ફળ થાયજો. પાશ૦ ૩
પાશાણરૂપી શંકાકરૂ તે જાણજો,
રૂધીરરૂપી નીકળશે વીચારજો;
શંકાદુર કરવા પુછે તે ઐાષધી,
નીરૂપણ તે પ્રતક્ષ દવા સારજો. પાશ૦ ૪
જ્ઞાન ગ્રહણ કરે તે દવા ચોપડી,
એટલે દલમાં દુઃખ શ એવું જાયજો;
સુધુ તે ઉંધુ સમજે અજ્ઞાનીયો,
અંધથકી શું દરપણમાં જોવાયજો; પાશા૦ પ
બહેરો શંખ ફુંકતાં કહે ફરદ્યું હાડકું,

જવાસો જળ વ્રસ્ટી થકી સુકાયજો;
ખર તે સાકરના સ્વાદને સમજે નહીં,
સમજતાંમાં કહે વલ્લભ જીવ જાયજો. પાશા૦ ૬



## પદ ૧

ઓખા રણમાં જાગ્યાંરે. એ રાગ.

પડયો કામરૂદેશમાં કાર્મારે, તારો જીવ ભયો છે જામીરે;
સ્વામી સાચો વિઠ્ઠલવર વીસારીયોરે,
કામ કામરૂ રૂપીરે, તને રૂજની દેહ દે સૂંપીરે;
કામ જ્વર વેળા તને પીઉ ધારીયોરે. ૧
તેવો વૈભોગ જોઇરે, તારૂ મન રહ્યું મ્હા મોહીરે;
ચાર ઘડી સુખનું તું અહંપદ લાવીયોરે,
તું તે સૂખને વિખાણુંરે, તારી રૂજની નું ટળ્યું ટાણુંરે;
બ્હાણું વાયું કે બળદ બનાવિયોરે. ૨
ધુંસરી વગર વણ જોડેરે, મજુરી કરવાદોડેરે;
ઉધ્યમ રૂપી આખો દીન ખેતી કરેરે,
જો બળદને ખવરાવી રાખેરે, તેમ તુજને તાતા નાંખેરે;
અણ સમજે કામરૂમાં તું કચરાઇ મરેરે. ૩
ગૌ સુત ઘડી બે ચારરે, કરે મ્હેનત બે પોર વારરે;
પછી મ્હેનત મુંકી ને બેસે કોરેરે,
પણ તેથી બળદ તું પાકોરે, ચાહ્ય થાકો કે ન થાકોરે;
આંકો નહીં ને મજુરી ચારે પ્હોરેરે. ૪
તું વણ હાંકે હંકાયરે, વણ નાથ્યે સીધો જાયરે;
વણ દાસે છો ઘર ગોરીના દાસડારે,
વદે વલ્લભ સત્ય વાતરે, જો વિચાર કરી દીન રાતરે;

ભગવતને ભજ્યા વણ ખાશો ખાસડાંરે. ૫



પદ ૨

રાગ ઉપરનો.

અજ્યા પંચ વીશયના ભોગીરે, રંગમાં થયો તું રોગીરે;
જોગાપણું જનમીને ન ઝાલીયુંરે;
તેં વૈભોગ લીધા નીત્યેરે, ઘણા જનમ પુરણ પ્રીતેરે,
પણ સંતોષ પામી મન પાછુ ન વાળીયુંરે. ૧
એની ત્રપ્તી ન થાય પાપીરે, તેમાં શીદ રહ્યો છે ટાંપીરે,
જાણી જુગદીસ ખા પી સુખે સેહેલમાંરે;
તેવું કરવે શું થાશેરે, તારૂં આવા ગમન વહી જાશેરે;
પડીશ અખંડ આનંદ મોક્ષ મ્હેલ માંરે. ૨
તારી ટળી જશે ઉપાધીરે, તું સમજી થા સત્યવાદીરે;
લાદી ઉંચકી બેલ બને શીદ ઘોબીનોરે,
નહીં રેહે ઘરનો ઘાટનોરે, તું નહીંરે ચારે વાટ નોરે;
ફાટા ફાટનો સંગ થયો કોઇ લોભીનોરે. ૩
ઘર ગોરીના ગુલામરે, તારૂં સુધર્સેં કશલે કામરે;
રામ નામ વિના તું પડે ખોટમાંરે;
માટે કરી લે ભક્તીરે, છે મનુષ્યા દેહમાં શાક્તીરે;
વ્યાસ વલ્લભની પ્રતી સાચી ચોટમાંરે. ૪

પદ ૧

નાગર નટરે. એ રાગ.

ધન્ય હરીજનરે, ઓ ધન્ય હરીજનરે, ભાઇ સફળ કર્યો જનમારો;

જનમારો સફળ થયો તારો. ધન્ય૦ ટેક

જન્મી ને જન્મ સુધાર્યો, કામ ક્રોધ લોભ મોહ માર્યો;
જમ કીંકર તુજથી હાર્યો, ઉઘડયો દનરે. ભાઇ૦ ૧
ત્રીવીધી તાપ તારો ટળીયો, ધન્ય ભાગ્ય હરી શું હળીયો;
ખરો ખજાનો જ્ઞાનનો મળીયો, કરતાં ભજનરે. ભાઇ૦ ૨
ટાળ્યો આવાગમનનો ફેરો, ગયો લક્ષ ચોરાશી વેરો;
તુંને માયા ન ઘાલે ઘેરો, રહીશ પાવનરે. ભાઇ૦ ૩
હાલ લંપટથી નવ લાજ્યો, ગોવિંદ ગુણ ગાવા ગાજ્યો;
તેવો સદા રેહેજે બાઝયો, તોડી તનરે. ભાઇ૦ ૪
દ્રઢ ભક્તી કરજે નીત્યે, સદા રહેજે ચોખે ચીતે;
તું પેટ ભરી પુરણ પ્રીતે, જપ મોહનરે. ભાઇ૦ ૫
સદાં ટેક રાખજે ઝાલ્યો, જોજે તેમાંથી હાલ્યો;
હાલ્યો તો ગરદન ઘાલ્યો, નમરદીશ મનરે. ભાઇ૦ ૫
મુકી દેજે કલપના બીજી, રેહેજે રામ નામમાં રીઝી;
તને સદા કરે સ્હાય સીજી, જુગજીવનરે. ભાઇ૦ ૬
હતુ અજ્ઞાનનું અંધારૂ, તે ટળી થયું જ્ઞાન સારૂ;
વદે વલ્લભ ધન ભાગ્ય મ્હારૂં, ઉઘડયાં લોચનરે. ભાઇ૦ ૭



## પદ ૨

### રાગ ઉપરનો.

ભજ ભગવતરે, ઓ ભજ ભગવતરે, ભગવત વણ સૌ છે ખોટું;
સૌ છે ખોટું દુઃખ મોટું, ભજ ભગવતરે. ભગવત૦ ટેક
ભગવત વણુ ખોટું ભાઇ, સાચી એની સગાઇ;

શીદ લપટે માયા માંહી, રૂડી વખતરે. ભગવત૦ ૧
સૌ સ્વારથનું છે સંગી, બાળ બચ્ચાંને અર્ધંગી;
તેનો ન થા ઉમંગી, સમજી સતરે. ભગવત૦ ૨
ખોટામાં ખોટો જાગ્યો, તને મોહ માયાનો લાગ્યો;
શીદ મનુષ્ય દેહ તેં માગ્યો, કરવા ગતરે. ભગવત૦ ૩
ધર્યો મનુષ્ય દેહ શીદ પાપી, તને દીનતા દયા નવ વ્યાપી;
તારૂ કઠીણપણું નાંખ્ય કાપી, મુકી મતરે. ભગવત૦ ૪
જીવ સમરી લે સારંગ પ્રાણી, તેતો અચળ રેહેશે કમાણી;
સાચી છે વલ્લભની વાણી, ફળશે ત્રતરે. ભગવત૦ ૫

## પદ ૧

નીરમળદાસના ભજનનો રાગ.

આ ખરૂ જ્ઞાન નહીં લેશે તેતો નીર ભાગી;
અહંપદથી છોડી દેશે. તેતો. ટેક
દાસ હરીનો વ્યાસ પ્રભુ, પ્રેરણાથી મળીયો જ્ઞાને;
બાળ લીલા કાને સુણીને, અજ્ઞાની નહીં માને. તેતો૦ ૧
કૈં કેહેશે છે બુદ્ધી શાળી, જુક્તીયો ગોઠવે છે;
કૈંક કહેશે પંથ ચલાવા, ઉટાંગો ઓઢવે છે. તેતો૦ ૨
ઉદ્યમમાં જોઇએ તે પામું, તો આ કરૂં શાને;
સત્ય વસ્તુ છે ખોળવાનીતે, મતીયા જન નહીં માને. તેતો૦ ૩
પ્રાકૃતની વાણી જાણીને, મુઢને સત્ય નહીં લાગે;
સૌને સમજવા પ્રાકૃત કીધું, સંસ્કૃત શું ભેદ ભાગે. તેતો૦ ૪
કૈંક કેહેશે મ્હોઢા આગળ, રમતો હુતો તે છે;

એ ધણી શાનો છે જ્ઞાની, ઉંધા એમ વદે છે. તેનો૦ ૫
પણ તેણે કાંઇ ન વિચાર્યું, સૌ વસ્થા બદલેછે;
તો તેણે કેમ નહીં બદલ્યું હોય, અંધ પુંછ ગ્રહી રેછે. તેતો૦ ૬
બદલ્યા વીના જ્ઞાન ન સુજે, હરી કેમ કીરપા કરે;
આટલું કહે નહીં સમજેને, હાંશી કરતા ફરે. તેતો૦ ૭
નથી કર્યું આ પૈસો લેવા, નથી પંથ ચલાવા;
મુજ પાપ ધોવાને કૈં કેહેશે, કર્યું ધુતી ખાવા. તેતો૦ ૮
સારો રસ્તો સહુને સુજે, તો અડધું ફળ પામુ;
તે આશાથી જ્ઞાન કથ્યું છે, મુંઢ ન જુએ સામુ. તેતો૦ ૯
નીંદયા કરશે પાતક હરશે, મ્હારે સારૂ થાશે;
વલ્લભ કહે હૈયાના ફુટ, ઉંધું સમજી જાશે. તેતો૦ ૧૦

---

પદ ૨

રાગ ઉપરનો.

બાળગુણ જોઇ ના માને, ઘણા મુંઢ મતી; ટેક
આગળની લીલા સંભારી, સ્વકયા નવ ચોટાડે;
ખરૂં જ્ઞાન દેવા જઉ ત્યારે, કુથલી સોધી કાહાડે. ઘણા૦ ૧
બાળપણામાં નગ્નજ ફરતો, તે જોયો તો જેણે;
મ્હોટપણમાં નગનજ માને, શું વિચાર્યું તેણે. ઘણા૦ ૨
વણ વિચારે નગ્ન કહે, જ્ઞાન વીવેકી જોશે
નગ્ન સદા ન ફરે કદાપે, વસ્ત્ર પ્હેરતો હોશે. ઘણા૦ ૩
બાળપણે શ્રી કૃષ્ણ પ્રભુજી, ઘણીક લીલા કરતા;
પણ મ્હોટપણનું જ્ઞાનજ દેખી, હરી જને હરીને વરત્યા. ઘણા૦ ૪
દુષ્ટ જનો તે ન્હોતા માનતા, જન્મ તણા નીરભાગી;

પાછળથી તો શ્રી હરી જાણ્યા, તો ચીત્ત ચટકી લાગી. ઘણું૦ ૫
કળયુગના કુકરમી જીવો, સુભપંથે નહીં પેસે;
હંસ હશે તે મોતી ચરશે, કાગ કુવાસે બેસે. ઘણું૦ ૬
બાહેર દ્રષ્ટીએ આગળનાં, કૃત્ય જોઇ દુર રહેશે;
પુંઠળથી પસ્તાવો પામી, ભુલ્યા એવું કેહેશે. ઘણું૦ ૭
પણ પ્હેલેથી સમજશે તો, અમુલ્ય હીરો જડશે;
જ્ઞાન મારગ વીવાદ કરતાં, કુંદન માલમ પડશે. ઘણું૦ ૮
માટે ચેતો ચેતો ડાહ્યા, જ્ઞાન તપાશી જુઓ;
અમુલ્ય વસ્તુ મણીથી મોંઘી, શું કરવાને ખુઓ. ઘણું૦ ૯
ખરૂ જ્ઞાન દેનારો ખુશી, તો ન રહો અજાણ્યા;
કરણ શ્રવણ કરતાં નહીં સૂકાય, નથી જવાનાં નાણાં. ઘણું૦ ૧૦
આટલું કહે કરે કુથલી, જે જેને જેમફાવે;
વ્યાસ વદે જોનારા જુઓ, ફરી અવસર નહીં આવે. ઘણું૦ ૧૧



## પદ ૧

### રાગ વાલમના વરઘોડાનો.

સૌ બેલી સૌ બેલી, સ્વારથનું સૌ બેલીરે ટેક
સમરો શામને દુરકરો કામને, જુઠી જગ બાજી રચેલી. સ્વાર૦ ૧
ભજન ભુલશુ. જરૂર ઝુલશું; મીથ્યા માયા લાગેલી. સ્વાર૦ ૨
સગાંતે સરવે ધુમેછે ગરવે; રાખો સગઇ ઢાંકેલી. સ્વાર૦ ૩
સારૂરે લાગશે લાવો કહી માગશે; પૈશો પુંજી લાવેલી. સ્વાર૦ ૪
પંડ પડ્યા પુંઠે પલકે ન રાખે; કાહાડે તરેત બ્હાર ઠેલી. સ્વાર૦ ૫
શીદ ભેળું કરીએ હાથે વાવરીયે; પુંઠ રહે પેટીયો ભરેલી.સ્વા૦૬
ઠાલા ઠેકઇયે રોવા રોકઇયે; આ વેળા છે છેક છેલ્લી. સ્વાર૦ ૭

માટે મુકય માયા કાચીછે કાયા; ભરો ભજનની થેલી. સ્વાર૦ ૮
મોહ મદ મુકો શા સારૂ સુકો; અમુલ્ય દેહ આપેલી; સ્વાર૦ ૯
વ્યાસ વદે વીત વનીતા વ્હાલાં; સઘળું જવાના મેલી. સ્વાર૦ ૧૦



## પદ ૨

### રાગ ઉપરનો.

નહીં સંગી નહી સંગી; સંસારના નહી સંગીરે. ટેક
જગ જાણે વળગ્યા અંતરથી અળગા; થાશું ઇશ્વરના અંગી. સં૦ ૧
મન કરી ચંગા કથરોટે ગંગા; રેહેશું સદા ચીત્ત ચંગી. સંસા૦ ૨
હરી જનનઃથી જરા ન ડગીએ; છે દુનીયાં દો રંગી. સંસાર૦૩
પ્રપંચી જીવડો પ્રપંચ માનશે; તરછટ નર તુતંગી. સંસાર૦ ૪
માત તાત કે ભ્રાત કોઇ નહીં વ્હાલાં; નહીં વ્હાલી અરધંગી. સં૦૫
કુથલી કરશે તે પાપ હરશે; લોક લવરી લફંગી. સંસા૦ ૬
તેને મુખ બોલે બંદા ન ડોલે; આમે અમારે હરબંગી. સંસા૦ ૭
પુઠે વખોડશે પાપોથી છોડશે; કેહુજ્ને સૌ જંગીભંગી. સંસા૦ ૮
વ્યાસ વદે ખાઇ પી હરી ભજશું; ઉઠો ઉલટ ઉમંગી. સંસા૦ ૯



## પદ ૩

### રાગ ઉપરનો.

ભરમાયો ભરમાયો; ભરમમાં ભરમાયોરે. ટેક
મુળ બ્રહ્મ સોધવા સંકલ્પ ઉઠયો; એમાંને એમાં કરમાયો. ભર૦૧
નામ લીધું પણ કામ ન સીધ્યું; પરમાત્મા હાથ ન આયો. ભર૦ ૨
જથારથ ઓળખ્યા વીના ભજ્યું તે; સંત પુરૂશે સરમાયો. ભર૦ ૩
છાનું છપનું કાંઇ રત્ન રહ્યું હોય; તેવો નર સોધવાને ધાયો. ભ૦૪

વ્યાસ વલ્લભ કહે ગાંડો થયોછું; કોઇ સમજાવી કરો ડાહ્યો. ભ૦ ૫



## પદ ૧

હારે ચાલો ડાકોરમાં એના ટેકનો રાગ.

જાયછે જાયછે જાયછેરે, જગદીસ જપ્યાની તક જાયછે; ટેક
આળસુ વિદ્વાનનો સંગ કરીને, શું આપોઆપ બ્રહ્મ થાયછેરે.જગ.૧
દ્રવ્યવાન છું એમ માની બેઠાથી, રળવાનું દ્રવ્ય ખોવાયછેરે.જગ.૨
વણ રાજ્યે રાજા છું કહ્યાથી, ઉલટો ગાંડો ગણાય છેરે. જગદી૦ ૩
દીવસ છતાં રાત્રી કેહેવાથી, ઘુડ તુલ્ય અંધ કેહેવાયછેરે. જગ૦ ૪
મનથી મોટો માની લેવાથી, છેક છોટો જણાયછેરે. જગ૦ ૫
કુંભ ભર્યો છલકાય ન કદીયે, અધુરો ઘટ છલકાયછેરે. જગ૦ ૬
વલ્લભ કેહેછે બ્રહ્મ બન્યાથી, ખોટા ટોટા ખાયછેરે. જગદી૦ ૭



## પદ ૨

રાગ ઉપરનો.

સારછે સારછે સારછેરે; ભાઇ સત સંગ સહુથી સારછે. ટેક
કુમતી કાપેને સુમતી આપે; જગમાં તેજ તારનારછેરે. ભાઇ૦ ૧
માયા તે મીથ્યા લાગે સુસંગે; લાગે શ્રી સત્ય સારછેરે. ભા૦ ૨
વિત્ત વ્હેવારની થાયે અરૂચી, એટલી એમાં સુખ સારછેરે. ભા૦ ૩
વાસના દુરે લપ નહીં પુંઠે; એવું એ અંગીકારછેરે. ભા૦ ૪
કામ ક્રોધ મોહ લોભને મદ મચ્છર; સુસંગ તેને હણનારછેરે.ભા.૫
વ્યાસ વલ્લભ કહે ઉત્તમ એક છે; પાપ સાપને કાપનારછેરે.ભા.૬



## પદ ૧

### પ્રભાતીયું.

જારે જા આળસ અભાગણી, રંડા ક્યાંથી તું આવી;
તારી સાહેલી નીંદ્રાને, સાથે તેડીને લાવી. જારે૦ ટેક
બેઉ જણે મળી હાડ ભાંગીયાં, ગઇ ઉઠવાની શક્તી;
બેઠાનું બળ લીધું હરી, ભુલ્યો ભગવત ભક્તી. જારે ૧
નીચમાં નીચ રંડા નીંદડી, ચઢી લોચન બેઠી;
અગની ઉડાડીરે આંખમાં, પછી પીંડમાં પેઠી. જારે૦ ૨
એટલે ભુલ્યો ભાન બ્રહ્મનું, રહી નહી સાન સુદ્ધી;
ચીત ચંચળ ચંપે ગયું, મંદ થઇ મન બૂદ્ધિ. જારે૦ ૩
એવી તુ હરામી આળશી, વ્યાપો વ્હેરણ પુઠે;
નીંદ્રા ધારણ માં ઘેરે ઘણી, જીવ કેમ કરી ઉઠે. જારે૦ ૪
અહંકાર કરી જાઉં ઉઠવા, જણાવું જોર મારૂં;
પણ ઘણું દૈવત દાખવી, ધાર્યું કરે તુ તારૂં. જારે૦ ૫
શીવ બ્રંહ્મા સરખા તેં જીતીયા, જીતી જતી ને જોગી;
રૂશી મુની ને હરાવીયા, કોણ માત્ર માં ભોગી. જારે૦ ૬
નહી જાય પણ કોઇ વીરલા, સેહેજમાં તુને તજશે;
વલ્લભ સરીખા જાગશે, ત્યારે ચો ઘણા ભજશે. જારે૦ ૭

---

## પદ ૨

### રાગ ઉપરનો.

જાગો જાગોરે ઝટ જીવડા, સુતાતા પ્હેલી રાતે;
નીંદ્રા ને આળસ કાઢીને, ઉઠીએ પરભાતે. જાગો૦ ટેક
પેહેલું તો મુખ પખાળીને, પછી સ્નાન જ કરીયે;
સ્વછ વસ્ત્ર સ્થીર ચીતથી, ધ્યાન હરી તણું ધરીયે. જાગો૦ ૧

લઘુતા લાલચ લોભ મુકીને, કૃષ્ણ કૃષ્ણ જ કહીયે;
દીન મણી દેખી વીપ્રને, દાન સ્રદ્ધાનું દઈએ. જાગો૦ ૨
પછી ભોજન કરી ભાવથી, ઘર કામ માં રેહેવું;
સુર્ય હસ્તે પાછા તાગીને, રામનું નામ લેવું. જાગો૦ ૩
બીજી પ્હોરે પ્રેમે પોઢીયે, એમ પાળવી નીતી;
લોભક્રોધ કામ મોહ છોડીને, કરો પ્રભુ શું પ્રિતી. જાગો૦ ૪
હરી વણ જુઠી જંજાળ છે, અંતે તે થકી તરવું;
કાળ છે કેડે કુટીલો, જોતાં જોતાંમાં મરવું. જાગો૦ ૫
માટે ડરો ભાઇ દલમાં, દુઃખ દળદર જાશે;
ભજો વલ્લભના નાથને, વાસો વઇકુંઠ થાશે. જાગો૦ ૬

---

## પદ ૨

### રાગ ઉપરનો.

આવી રે માયા મસ્તાન તું, મને શા સારૂ વળગી;
સાચી શત્રુ થઇ બાજવા, ભુંડી થાને તું અળગી. આવી૦ ટેક
આખા વિશ્વને તેં બોળીયું, કોઈ નીકળી ન નાઠું;
ભુંડી ન કરે ભલું કોઇનું, તાકે સરવનું માઠું. આવી૦ ૧
જંજાળી જાળછે તાહરી, પેઠો તે જીવ ભુલ્યો;
ત્રતકાળ વીંટી લે વેઘમાં, લક્ષ ચોરાશી ફુલ્યો. આવી૦ ૨
સહુ જીવ તૂજ કને રાખવા, અતી જોર તેં માંડયું;
આ ગુણ રાખીશ કયાં લગી, તેં અચળ સુખ છાંડયું. આવી૦ ૩
અખંડ પદ અવીનાશનું, મને મળવા દે બાઇ;
ઘણો ઘોયેછે તૂં ઘાંણીમાં, હું તો ધરમનો ભાઇ. આવી૦ ૪
ભાઇ જાણ્ય કે જાણ્ગ બેટડો, મુકી દે માતા મુને;

ઠરીને બેસુ જો ઠામ હું, દેઉ આશીશ તુંને. આવી૦ ૫
બહુ દીન દુનીયાંમાં ફેરવ્યો, હવે તરવાની આશા.
વ્યાસ વલ્લભ વદે મુજને, નથી બીજી પીપાશા. આવી૦ ૭



## પદ ૧

ઉઠોરે અલબેલી અંબા એ પ્રભાતીયાનો રાગ

ગુણ ગોવીંદના ગાને તું ગાંડા, પ્રભાતીયાં શીદ ગાયેરે. ગુણ૦ ટેક
પ્રભાતે ઉઠી ગાય પ્રભાતીયાં, અણસમજે કંઠ કાહાડેરે;
જાગો જાગોરે પ્રભુ જાગો કહીને, વિશ્વપતીને જગાડેરે. ગુણ૦ ૧
જાગ્રતરૂપને શું તું જગાડે, શું જાણ્યા જીવ જેવારે;
અન્યપ્રાણીને જગાડે તે શોભે, એતો દેવાધી દેવારે. ગુણ૦ ૨
ઉઠોને અબેલી અંબા, કહી તું કોને ઉઠાડેરે;
જાગતી જ્યોત ઉદ્યોત અંબાજી, તેને તું શું જગાડેરે. ગુણ૦ ૩
જાગતાંને શું જાય જગાડવા, કેવાં તેં પરમાણ્યાંરે;
જાગ્યા છતાં સઉ માયામાં ઉંઘે, શું તેવાં તેને તેં જાણ્યાંરે. ગુણ૦ ૪
આદ્ય ધણી જો જરાવાર ઉંઘે, તો આહાકાર વરતાયેરે;
આકાશ અગની જળ થળ વાયુ, સર્વ રસાતાળ જાયેરે. ગુણ૦ ૫
સમજ સવળુ મુકી દે અવળું, જ્ઞાન થયા વણ ગાંડુંરે;
વ્યાસ વલ્લભ કહે જ્ઞાનથી જાગ્યો, સમજે આ ઉખાડુંરે. ગુણ૦ ૬



## પદ ૨

રાગ ઉપરનો.

ઉઠો ઉઠોરે ભાઇ આળસ મેલો, તજો નિંદ્રા નઠારીરે. ઉઠો૦ ટેક

આળસ વળગી કરી દો અળગી, શું એનાથી દબાચારે;
એ રાંડ અવસ્થા અવસર કાઢે, જો જાગ્રત જમરાયારે. ઉઠો૦ ૧
નીંદ્રા નઠારી દુઃખ દેનારી, નેત્રોને દાબી રાખેરે;
ઉઠે ઉઠે પણ ઉંધો કરીને, પાછો પછાડી નાંખેરે. ઉઠો૦ ૨
ના ન્હાવા દે ના ધોવા દે, ના કરવા દે શેવારે;
એ લક્ષણુછે અવિદ્યાનું, ના દે હરી નામ દેવારે. ઉઠો૦ ૩
ખરી કમાણી ખોવરાવે રંડા, ખોટ દેવા મન એનુંરે;
તે પાપણીને શીદ વ્હાલી જાણોછો, ભલું નથી કર્યું કેનુંરે; ઉઠો૦૪
કરી કરીને એશું કરવાની, કષ્ટી કરીને કાહાડોરે;
અભ્યાસ કરવે તે નાશ પામે, પાછી ન આવે કોઇ દાહાડોરે. ઉ૦૫
બે દુઃખકારી વિશ્વને ભારી, ઘણી નઠારી વીકારીરે;
તેને છાંયે કેમ ઉભા રહીએ, ચોરાશીમાં નાંખનારીરે. ઉઠો૦ ૬
આળસ નીંદ્રાએ કો નથી મેલ્યાં, તો શું આપણ પરહરીએરે;
પણ તેને વશ આપ ન થઇએ, આપણા વશમાં કરીએરે. ઉઠો૦૭
તેહ શું સ્નેહ સવા પ્હોર કરવો, પછી દુર કરી દઇએરે;
વ્યાસ વદે જાગ્રત છે તેના, જાગ્રત થઇ ગુણ ગઇયેરે. ઉઠો૦ ૮

---

## પદ ૧

રાગ ટેલનો.

ભજલે ભજલે ભજલે પ્રાણી, પુરણ બ્રહ્મને ભજલે રામ;
તજદે તજદે તજદે પ્રાણી, દેહ દરસવી તજદે રામ. ૧
દેહમાં શું દરશી જુએ છે, રૂધીર પરૂં છાયું રામ;
અમઇ નળ મળ મુત્ર વ્યાધી, માંસ હાડ પીત વાયુ રામ. ૨

દશ દરવાજા મોટા બાંકાં, ચામડી કફ રૂંવાટી રામ;
ઇગળા પીંગળા સુક્ષમણાતે, છે પંચ ભુતની ગાટી રામ. ૩
નવસે નાડી બોહોતેર કોઠા, ચોવીસ તત્વ સરવે રામ;
સ્થુળ સુક્ષમમાં શું સોધે છે, પંચી કરણ ને ગરવે રામ. ૪
ચંદ્ર સુરજ ની નાડી જોઇ ને, શું સમજે છે સ્વાસો રામ;
અદ બદ અટકળ ને ફાંફાં, તેમાં તે શું તપાસો રામ. ૫
દેહ ની છાયા જેવી જોવી, તેવું જોવું છાંડો રામ;
જેમ પરછાંયો જોઇ ને હસે, તે નર તેવો ગાંડો રામ. ૬
શરીર નાં પંચી કરણથી, તું જુદો છે આત્મા રામ;
તે આત્માથી જ્ઞાન લેઇ ને, સોધી લે પરમાત્મા રામ. ૭
તેનું સાચું સોધન કરે, તો તું બને તેવો રામ;
દેહ.મળને સોધ્યાં કરેતો, થઇશ મળના જેવો રામ. ૮
જે તૂં બોલે જે તૂં સમજે, તે તું આત્મા સાચો રામ;
તેથી દેહમાં જુદો ધારે, ત્યારે તો તું કાચો રામ. ૯
અ વિદ્યાથી આત્મા ટળી, થવા નો તું જીવ રામ;
સુધ્યાત્મા થૈ ને ભજેતો, જીવ થવા નો શીવ રામ. ૧૦
ફાંફાં મુકી આત્મા થી કર, પરમાત્મા નો સોધ રામ;
વ્યાસ કહે છે ડાહ્યા શીષ્યને, ગ્રહણ કરજે બોધ રામ. ૧૧

---

પદ ૨

રાગ ઉપરનો.

સાંભળ સાંભળ સત્ય શીષ્ય તૂં, મુળ મુદ્દો બતાવું રામ;
ટુંકામાં ટુંકુ તુજને તો, આત્મ જ્ઞાન સમજાવું રામ. ૧
પંચભુતની દેહ થઈ છે, તેમાં તું છે જુદો રામ;

જે તું સમજે જે તું બોલે, તે પકડ મુળ મુદ્દો રામ. ૨
તેતું આત્મા છે બેઠેલો, દેહરૂપી ગાડે રામ;
તેતો ગાડું નથી તારૂં, તૂં બેઠો છે ભાડે રામ. ૩
તે ભાડાના ગાડાને, જાણ્યામાં શો છે સાર રામ;
કેટલાં કાષ્ટો કેટલા ખીલા, શીદ કરે વિચાર રામ. ૪
પરાયાની પુંજીને તૂં, શું તપાસે મુંઢ રામ;
તેવી રીતે શરીર સોધે, મળમુતરનો કુંડ રામ. ૫
બેઠા તે કામજ બેઠાનું, જોવું એ નહીં રીત રામ;
બેશીને જ્યાં જવું છે ત્યાં, ચોડી દેવું ચીત્ત રામ. ૬
જેને જાવું છે મળવાને, તેનો કર્યને વિચાર રામ;
ભાડાનું ગાડુ તપાસે, શો મળવાનો સાર રામ. ૭
ગાડારૂપી દેહજ તારી, તેને તું શીદ સોધે રામ;
દેહમાં હાવું હાવું છે શું, ખોળે અક્કલ હોધે રામ. ૮
શરીરને નસો નાડીનો, કરે તું તપાસ રામ;
એ વીધા હાથે આવે તો, તેજ રેહે અભ્યાસ રામ. ૯
ઇંગળા પીંગળા સુક્ષમણાએ, દેહ સમજ્યામાં પ્રીત રામ;
તે જોવાથી તે દેહમાં તે, જીવનું રેહે છે ચીત્ત રામ. ૧૦
જેનું ચીત જેમાં હોયેતે, મરણે આવે યાદ રામ;
યાદ આવે તેમાં લક્ષ, બંધાએ નીર વાદ રામ. ૧૧
લક્ષ જેનો દેહ દરશામાં, તે જન પામે દેહ રામ;
જ્યાં વાસા ત્યાં બાસા થાએ, ખોટું નથી તેહ રામ. ૧૨
મરણ યામતી સાગતી, છે શ્રુતી વચન રામ;
વપુમાં છે મતી તેને, તન ધરવાનું મન રામ. ૧૩
જેમ કબીરજી મરણ વેળા, બોરડી નીચે સુતા રામ,

લક્ષ ગયો બોર ફળવીશે ત્યાં, કીટ થયા હુતા રામ. ૧૪
એ રીતે લક્ષ જ્યાં જેનો, તેનો ત્યાં થાય કામ રામ;
વ્યાસ વદેછે દેહ ન જોવી, જોવો આત્મા રામ રામ. ૧૫



પદ ૧

રાગ મધુકરનો.

ઓ અવીનાશી સાંભળોરે, હું પામરનો પોકાર;
દેહ દીધો માહા દુઃખનો જ્યાં ત્યાં, વહી છુટ્ઠ અવતારરે;
હવે લ્યો તમ સરણે. ૧
નથી ગમતૂ સંસાર માંરે, નથી ગમતૂં થવું ત્યાગ;
દુનીયાં છે દરીયો દુઃખ નો મને, વ્યાપે બહુ વૈરાગરે. હવે૦ ૨
સગાં સહોદર સ્વારથીરે, પૈસા ના પ્રેમી લોક;
મતલબ નાં મા બાપ છે એવું, જગ્ત જોઇ થયો શોક રે. હવે૦ ૩
શામા સંગી છે સુખ નીરે, સુખ નાં સંગી સૌ સાથ;
દુઃખ ના બેલી દયાળ છો મારા, અ નાથન ના નાથરે. હવે૦ ૪
દેહ ઉપાધી શી થઇ પડયોરે, મરણુ તુલ્ય જે વાર;
સોનુ રૂપુ શરીર થી મારૂ, ઉતાર્યું તે વારરે. હવે૦ ૫
જણુસ ભાવ સહુ કાઢવારે, ફેંદવા લાગ્યાં લોથ;
વણુ મતલબ ના મા બાપ છો તમે,મારે તમારી ઓથરે. હવે૦ ૬
ધરાયો સરવ ધુત્તાં થકાંરે, સ્વારથી છે સંસાર;
વળી વળી વલ્લભ વીનવે કરો, કરૂણા પ્રાણ આધારરે. હવે૦ ૭



## પદ ૨

રાગ ઉપરનો.

કેમ ભુલી ભટકાય છેરે, લેવા ભુંડા ભવ ભોગ;
શી લાહ્યલાગી લોકની તને;ટાળ તૂંતારો વીયોગરે.જીવડાજંજાળી.૧
જેલ રૂપી જાણજેરે, અંધાર કોટડી અરમ્ય;
નાતરૂપી નાગડા ચોકીએ તને, સુજવા ન દે અગમ્યરે. જીવડા૦ ૨
સાથ સહોદર કેદીયોરે, તેમાં તું કેદી વિષેશ;
તારવા જાય છે તું તેમનું તેમાં, તારૂ તરે નહીં લેશરે. જીવડા૦ ૩
ગામ ડાહ્યા થઇ ઘર ખુએરે, અખંડ ઘર સંભાળ્ય;
પેટ પાટા આટા લોક ને એવું, ડાપણ તારૂ તુ બાળરે. જીવ૦ ૪
ઘર ની કરેવર નીકરેરે, હરની કરે ન શેવાય;
તે રંડા રખડી મરે એનો,ઓદ્ધાર કદીયે ન થાયરે. જીવ૦ ૫
શેઠ ની કરે પેટ ની કરેરે, હેઠ ની કરે નહી જેહ;
તે પુરૂશ આથડી મરે ધરે, લક્ષ ચોરાશી દેહરે. જીવ૦ ૬
જંજાળી જાળ તે કાળ છેરે, જરૂર તું ઝુરી મરેશ;
વલ્લભ વદે મેલ્ય મોહને તેથી, માયા તરંગ તરેશરે. જીવ૦ ૭



## પદ ૧

રામ નગર કે બાશી. એ રાગ.

બેસો ગોવીંદ ગુણ ગાવા,ઓ.મનવા, બેસો ગોવીંદ ગુણ ગાવા ટેક
ગોવીંદના ગુણ ગાવાને બેસતાં, બેટા મટી થશો બાવા. ઓ૦ ૧
ચતુર ભુજમાં ચીત્ત ચોટાડી, જાશો નહીં અથડાવા. ઓ૦ ૨
પેટ પીડા પા રતી ન ધરતો, દેશે હરી ખુબ ખાવા. ઓ૦ ૩

પાણી પાવા જેમ આવ્યા મ્હેતાને, તેમ આવશે જળ પાવા. એ૦૪
ઘટમાં ગંગાને ઘટમાં જુમનાં, બેશ નામરૂપી નાહાવા. એ૦ ૫
લક્ષ ચોરાશી દુઃખ તણો દરીયો, જન્મ મ્રત્યુને બચાવા. એ૦૬
પોતેધરી ધ્યાનજક્તના જીવને, ધારોજી ધ્યાન ધરાવા. એ મન૦ ૭
માળાયો ઘાલી બેરખાએ ઝાલી, ફેરવો મુક્તી થાવા. એ૦ ૮
વ્રતીને સ્થીર કરી તાર લગાડો, રૂપમાં રૂપ થઇ જાવા. એ૦ ૯
જ્ઞાન દીપકથી અગનાન ટાળો, જ્ઞાનમાં જ્ઞાન સમાવા. એ૦ ૧૦
તાળી પાડીને ચાંટા કાઢીને, બોલોજી સૌને બોલાવા. એ૦ ૧૧
મ્હેનત વેડી હરી રીઝવવા, મચોજી ધુન્ય મચાવા. એ૦ ૧૨
વ્યાસવલ્લભ કહે જેમતેમ કરીને, હરીભજનના લ્યો લ્હાવા. એ૦



## પદ ૨

### રાગ ઉપરનો.

ભ્રમણાથી સ્થીર થાને, એ મનવા; ભ્રમણા થી સ્થીર થાને ટેક
ભ્રમણ કરે તું ભેદ ભાગવાને, તે મુકી હરી ગુણ ગાને. એ૦ ૧
શાસ્ત્રનો સાર ને પાર પુરાણનો, કયાં કયાં જઇશ સોધવાને. એ૦ ૨
વેદમાં ભેદ ભારે ભર્યા છે ભાઇજી, સૌ છોડી પ્રભુ પદ સ્હાને એ૦૩
જુજવા મત ને જુજવી છે કેહેણી, સ્રવણ કરી જો કાને. એ૦ ૪
વેદમાં વેદ નામ વીઠલ વરનું, તે વાત ઝાલી જાને એ૦ ૫
શાસ્ત્રનો સાર છેસૂંદીર સામળો, બીજું ન જઇશ ભણવાને. એ૦૬
પુરાણનો પાર પરમેશ્વર છે, તે પાર પામી રસ પાને. એ૦ ૭
વ્યાસ વલ્લભ કહે સત્ય સમજ તું, ઝાલ્ય બાપ મુકી દે મા ને. એ૦



## પદ ૩

રાગ ઉપરનો.

ભક્તી કરી લે ભારીરે, લલવા, ભક્તી કરીલે ભારી;
મેલ તું ત્રષ્ણા તારીરે, લલવા, ભક્તી કરીલે ભારી. ટેક
સંગ કર્યાં પણ રંગ ન લાગ્યો, જ્ઞાનની વાત વીસારીરે. લલવા૦ ૧
મ્હારૂ મ્હારૂ કરી શાને મરેછે, નહી તારાં માત તાત નારીરે. લ૦ ૨
જગતમાં તુજને ભક્ત ઠરાવ્યો, નામ લજવાવ્યું લોલધારીરે.લ૦ ૩
કોણ છે તારૂંને તું છે કોનો, મુળપદ જો વિચારીરે. લલવા૦ ૪
અળગો થએલો વળગે શું જોઇને, છેવટ ભુંડી ગત તારીરે.લ૦ ૫
માયાનો મોહ તુને વહ્યો ગયો તો, પાછો થયો વીકારીરે. લલ૦ ૬
છતે સંસારે ન્યારો રહ્યો તો, ફરીથી કયાં જખ મારીરે. લલવા૦ ૭
પંચ વરસ પાસાં સેવ્યાં પણ, નાવી શીખામણ સારીરે. લ૦ ૮
વ્યાસ વલ્લભ કહે સમજ શીષ્ય તું, માયામાં થૈશ બેમારીરે. લ૦ ૯

## પદ ૪

રાગ ઉપરનો.

હવે શીખામણ લાગીરે, લલવા; હવે શીખામણ લાગી. ટેક
ગુરૂને આવી શીશ નામાવી, ભાવે થી ભક્તી માગીરે. લ૦ ૧
નીર સંશઇ જ્ઞાન ગટ માં ગોઠયું, ભ્રમણા સઘળી ભાગીરે લ૦૨
સંસારી રાગ રાખ્યો સપના વત, અંતઃકરણવૈરાગીરે. લ૦ ૩
સ્થીર થયો પરમ પદ પકડી, ત્રષ્ણા તારી થઇ આઘીરે. લ૦ ૪
લથડી ઝબોળાઇ ઝડપ નીકળ્યો, હવે ના કહું નીરભાગીરે. લ૦ ૫
લક્ષ ચોરાશી સહુ ગઇ નાશી, વ્યાસ ની ઠીક ઠેસ વાગીરે. લ૦ ૬

### પદ ૫

રાગ ઉપરનો.

ભજન કરે નામ દઇ દઇરે, મારૂ ભજન કરે નામ દઇ દઇ;
તેને કહુછું ભઇ ભઇરે, મારૂ ભજન કરે નામ દઇ દઇ. ટેક
સુતાં સુતાં કોઇ મને ભજે તો, હું બેસુ ત્યાં જઇ જઇરે. મારૂ૦ ૧
બેઠા બેઠા મારૂં ધ્યાન ધરેતો, સાંભળુ ઉભો રહી રહીરે. મારૂ૦ ૨
ઉભા ઉભા મારો જાપ જપે તો, હું નાચું ત્યાં થૈથૈરે. મારૂ૦ ૩
સાચા મનથી મને ભજે તો, માન્ય દઉ મારો કહી કહીરે. મા૦ ૪
ભાવશું ભજન કરેછે તેને, રાખુછુ સરણે લઇ લઇરે. મારૂ૦ ૫
વ્યાસનો સ્વામી કેહેછે વ્હાલો, ભક્ત સમાન્ય મને નૈનૈરે. મા૦ ૬



### પદ ૧

ઝાલાવાડી ઝુલરીનો રાગ

જ્ઞાનરૂપી બડો અથહે, સો કોઇ પીયોજી પીયોજી પીયો;
પરમાત્મા સાથ હે, સો નામ લીયોજી લીયોજી લીયો. ૧
સંસાર સાગર દુઃખહે, સો છોડ દીયોજી દીયોજી દીયો;
સત ચીત્ત આનંદ સુખ હે, સો જ્ઞાન કીયોજી કીયોજી કીયો. ૨
જીવકો જમરાય નાથ હે, સો સબ બીહોજી બીહોજી બીયો;
વ્યાસ શીર હરીકો હાથહે, સો સુખ થીયોજી થીયોજી થીયો. ૩

---

### પદ ૨

રાગ ઉપરનો.

હરી ભજન સુભ સુખ છે, તે સુખ ધારોજી ધારોજી ધારો;
માયા નો મોહ મદ દુઃખ છે, તે મન વારોજી વારોજી વારો. ૧

ભક્ત ઠેઠ નો સંગાત છે, તે જીવ ઠારોજી ઠારોજી ઠારો;
પુન્ય દાન પુંઠળ ભાથ છે, તે રાખ્ય સારોજી સારોજી સારો. ૨
જ્ઞાન નીતી ને ન્યાય છે, તરવા નો આરોજી આરોજી આરો;
અધર્મ જુઠ હત્યાય છે, કાચોજ પારોજી પારોજી પારો. ૩
કાચી માટી નો આ દેહ છે, જો ભાઇ તારોજી તારેજી તારો;
વ્યાસ ને હરી સંગ સ્નેહ છે, નીશ્ચય મ્હારોજી મ્હારોજી મ્હારો. ૪

---

## પદ ૧

સુંડાળાને સમરીયેરે. એ રાગ.

કે કમ્મર બાંધો કશીરે, તમને પ્રભુએ પ્રેરણા કરી; ટેક
કમ્મર કશીને દંત ડશીને, બાઝો એક ચીત ધરી;
કેહેડ કશી શીવજીને વળગ્યા, વરદાન પામ્યા અરી. કે કમ૦ ૧
પલાંઠી વાળી ભજ વનમાળી, લે વીઠ્ઠલવર વરી;
તો વૈકુંઠવાશી વશ થૈને, ભેટે ચો ભુજ ભરી. કે કમર૦ ૨
માયાની મોહ જાળે પડયો તો, છતે જીવતે ગયો મરી;
હરી પદ પકડે તો તું અખંડ છે, રખેને જાતો ડરી. કે કમર૦ ૩
જન્મ મરણનો ભય ભાગેને, જમની બીક થાય પરી;
મુઇ માયા ઘર આલ્ય મુળનું, એ ઘરમાં લ્હેર નરી. કે કમર૦ ૪
હુકમનામુ તારૂ થવા આવ્યુ છે, જો ભુલ્ય ખાતો ફરી;
ન ભુલ્યોને બાજ્યો રેહેતો, જરૂર જઇશ તું તરી. કે કમર૦ ૫
જુઠુ પડેતો ઝટકા દેજો, વાત વલ્લભ ની ખરી;
તન તોડી ને પુઠે પડયો તો, દરસણ દીધાં હરી. કે કમર૦ ૬

---

પદ ૨

રાગ ઉપરનો.

પુરણ બ્રહ્મ ભજોરે, જેને વિખાણે વેદ વીધી; ટેક

વેદ પોકારે સ્રુતી વિચારે, શાસ્ત્રે સ્તૂતી કીધી;
તે સમર્યાથી અચળ સુખ છે, હાજર રહે નવ નીધી. કે પુર૦ ૧
સુધનવા સમર્યા પ્રહ્લાદ સમર્યા, તેને સાહ્યતા દીધી;
દેવતા સમર્યા તો દહીતો ને, ખુબ કર્યા ખીદી ખીદી. કે પુર૦ ૨
સનક સનાતન સનક કુમારે, જ્ઞાન ની ગોળી પીધી;
સુક દેવજી ને જડ ભરથજી, તેની થઇ સુભ સીદ્ધી. કે પુર૦ ૩
જનકદેવીહી મુળ પદ પામ્યા, રાખી રાહ રીત રીધી;
વ્યાસ વલ્લભ કહે તે પદ જોવા, સુભ મતલબ લેઇ લીધી. કે પુર૦ ૪

---

પદ ૧

શેઠ સગારશા સાધુને સેવે એ રાગ.

સાચે સાચો સાર સહીનેરે, જીવ જો જ્ઞાન ગ્રહીનેરે; ટેક

પ્રભુ ની પ્રતમા કરીને શું, સજાવે સણગાર;
દયાળ ને ઘેર દાગીના નથી, શું તુજ પૈસા દાર. સાચે૦ ૧
વસ્ત્ર ને વાઘા વીવીધના તું, પેહેરાવે પોતાને હાથ;
વૈકુંઠ વાશી ને વસ્ત્ર નથી શું, નાગા ફરે છે નાથ. સાચે૦ ૨
રૂપાળી રસોઈ કરીને તું, ધરાવે પ્રભુ ને મુખ;
શું એમને ઘેર ખાવા નથી તે, તૂ ભાગે છે ભુખ. સાચે૦ ૩
સ્નાન કરાવી શામજીને તું, લુહે છે લુગડાં સાથ;
ચંદન તુ તારે કરે ચરચે, શું એમને નથી હાથ. સાચે૦ ૪
પારણા માં પોઢાડી પ્રભુ ને, હીંચોળે તું આપ;

ન્હાનાં બાળ જેવા ગણેશું, તુ એમનો મા બાપ. સાચે૦ ૫
ઉંચકી ને તુ સેજે સુઆડે, ઉડાડે ધરી ભોગ;
પ્રભુ ઉઠતા બેસતા નથી, શું એમને અંગ રોગ. સાચે૦ ૬
રણછોડ આગળ રમકડાં તૂં, રમવા મુકે રસાળ;
રાત દાહાડો એ રમ્યા કરે છે, શું જાણ્યા રમતી આળ. સાચે૦ ૭
પાંમ્મર જીવ શું પાખંડ માંડયાં, ભક્તી દેખાડવા ભાવ;
હરી ને ઘેર શું ખોટ આવી તે, તુ લેવરાવે છે લ્હાવ. સાચે૦ ૮
તારો લ્હાવ તું રેહેવા દે, નથી નરહરી ને ખોટ;
જે જે કરતો જુઠા જીવડા, ન મેલ નક્કામી દોટ. સાચે૦ ૯
ડેરામાં શીદ દોડવું પડે, જો રામ રૂદેમાં હોત;
પણ મંદીરોમાં મુકી ખાધા, જણાયું પાપી નું પોત. સાચે૦ ૧૦
મુકીદે તુ ફોગટ ફાંફાં, કર્ય એક સાથે પ્રીત;
હીડતાં હાલતાં ઉઠતાં બેસતાં, રાખ્ય પ્રભુમાં ચીત. સાચે૦ ૧૧
જુગપતી ને કાંઇ ન ઇચ્છા, સમ્રણ વ્હાલું છે;
જ્ઞાને ને ધ્યાને મોક્ષજ મળે, બીજું બધું ઠાલુ છે. સા૦ ૧૧
ભાગવતના એકા દસ સ્કંધમાં, દ્વાદસ મો અધ્યાય;
તેમાં ઉધવ પ્રત્યે વદયા છે, પોતે શ્રી વૈકુંઠ રાય. સા૦ ૧૩
યજ્ઞ યાગે તપ ત્યાગ શેવાયે, રીજુ નહી કર્યે દાન;
સત્ય સંગે જ્ઞાન પ્રગટે માટે, તેણે રીજુ ભગવાન. સા૦ ૧૪
દેહનું કારજ દેહ કરે તૂં, ભક્તી કર્ય અખંડ;
ભજન થી ભવસાગર તરો, જાશે જમના ડંડ. સા૦ ૧૫
સેવાએ સાચી સાધન રૂપી, ન કહુ નરદમ નેષ્ટ;
પણ ભક્તીથી ભુદર રીજે, સમ્રણ સૌથી શ્રેષ્ટ. સા૦ ૧૬
ઘણો વ્હાલો સમાગમ હરીને, સુધ્ધ જો સંગ કરેશ;
જુઠ પડે તો સમ શ્રી હરીના, જરૂર જીવ તરેશ. સા૦ ૧૭

વલ્લભ કે મને કાંઇ ગમે નહી, જોવાં મંદીરકે ધામ;
માગી માગીને માગુ નાથજી, રમો રૂદેમાં રામ. સા૦ ૧૮



## પદ ૨

### રાગ ઉપરનો.

હરી ન્યાય કરશો અમારો તો, ફજેતો થાશે તમારો તો. ટેક
એક દીન અંતે તમ પાસે, આવવું છે મારા નાથ;
તે દીન જુબાની લખશો તો, દુખવા આવશે હાથ. હરી૦ ૧
ખડીયામાંથી ખુટે રૂસ્નાઈ, લેખણો ભાગે હજાર;
કાગળ કરોડ બગાડે મારા, વાંકનો નાવે પાર. હરી૦ ૨
હું જાર કરમીને હૂં જુઠો, હું પાખંડી પુર;
હૂં કપટી હું કામી ક્રોધી, હું અત્યંત અસુર. હરી૦ ૩
હું પાપીને હું પડપંચી, હું ચાડીયો હું ચોર;
તે કરતાં કેમ ઝાલી ન રાખ્યો, શું નોતુ તારૂ જોર. હરી૦ ૪
અરજુન ગીતામાં આપે કહ્યુ છે, સૌ મ્હારૂ કર્યુ થાય;
પ્રાણી માત્રમાં પ્રવેશ મ્હારો, ભરાવ્યુ ડગ ભરાય. હરી૦ ૫
આ વાણી ઉપર વિચારીને, કરો મારો ઇનસાફ;
તમારૂ કરાવ્યુ કર્યુ માટે. ગુનો કરી દો માફ. હરી૦ ૬
મ્હારા પાપની પોથી વાંચતાં, રૂદે વ્યાપશે રોશ;
પણ તારૂ ભરાવ્યુ ડગ ભર્યું, તેમાં શો મ્હારો દોશ. હરી૦ ૭
વળી કેહેવાયા બાનાના બેલી, ચાલે કો સત્ય અસત્ય;
મ્હારૂ બાનુ જોઇ નહીં તારો તો, જશે તમારૂ પત્ય. હરી૦ ૮
બ્રાહ્મણ માત્રને મોહન તમો, ગણો છો આપ રૂપ;
તેને નાંખો લક્ષ ચોરાશીમાં, તો તમે ભેગા ભુપ. હરી૦ ૯

નીરદે નાથજી નથી કેહેવાતા, દયાળુ શ્રી ગોપાળ;
ગુણ ગાયછે નેનહીં તારો તો, કોણ કહેશે દયાળ. હરી૦ ૧૦
કેહેશો કે જારી જનને તો, મોક્ષ ન આપુ લગાર;
તેવાને પણ મોક્ષ આપ્યાના, દાખલા દઉ બે ચાર. હરી૦ ૧૧.
ઉમીયા લેવા ભસ્માંગદે, શીવ શુ દાખવ્યો દ્રોક્ષ;
પારવતી પોતે થઇ છેતરી, મારી પમાડ્યો મોક્ષ. હરી૦ ૧૨
રાવણે સીતા સતીને લીધી, રમવા જોરથી જાર;
રામ રૂપે પોતે મારીને પાછો, કેમ આપ્યો ઓદ્ધાર. હરી૦ ૧૩
કદી કેહેશો નહીં તારૂ પાપીને, દે પરજીવને દુઃખ;
તેવાને પણ તમે તાર્યાછે, તે કહી બતાવું મુખ. હરી૦ ૧૪
પરજીવ દુભતી પુતના મારી, આવી તમારી પાસ;
પય પીને પ્રાણ કાહાડી નાંખ્યો, આપ્યો વૈકુંઠ વાસ. હરી૦ ૧૫
એવા એવા અનેક તાર્યા, અગબગ સકટા સૂર;
મામાને માર્યોને વળી તાર્યો, તે વાત વિચારો ઉર. હરી૦ ૧૬
માટે મારા અવગુણ ન જાશો, ગોવીંદજી ઘનશામ;
મોક્ષને અરથે કે પેટ અરથે, લેઉછુ તમારૂ નામ. હરી૦ ૧૭
વૈર ભાવે અથવા સ્નેહ ભાવે, નામ ભજે તારૂ જેહ;
તેવાને પાવન કર્યા છે માટે, પાવન કરો આ દેહ. હરી૦ ૧૮
તેથી ત્રીકમ તમે તમારા, નામનો રાખજો ટેક;
જો જમડા ઝાલશે મુજને તો, નામને માંથે છેક. હરી૦ ૧૯
જો પ્રભુ તમારે તારવો હોયતો, લાગે નહી કઇ વાર;
માબાપ થઇ બેટાને બૂરાડો, તો નહી લાજ લગાર. હરી૦ ૨૦
પુન્યશાળી જન તમારી પાસે, આવેછે અનેક;
તે સહુના ભેગો હું દાંડીયો. નભ્યો જવાનો એક. હરી૦ ૨૧

ભક્ત દાતારોને રાજા કરજો, કરજો સહુકાર શેઠ;
મારે એ પદ્વી ના જોઇયે આપ, રાખજો ચરણ હેઠ. હરી૦ ૨૨
તમારા પાય નીચે પડી રહીશું, આપશો માં અવતાર;
લાંબો થઇ દંડવત કરીને, માગુછુ વારંમ વાર. હરી૦ ૨૩
ગુજરાતમાં અમદાવાદ મધે, રાયપુરમાં મુકામ;
બ્રાહ્મણ તરવાડી મેવાડો ત્હારો, વલ્લભ સુરજરામ. હરી૦ ૨૪



## પદ ૩

રાગ ઉપરનો.

ભણ્યા ભાઇ શોદને ભુલોરે, ભુલીને જરૂર ઝુલોરે. ટેક
ભણી ભણીને બહુ ભરમાયા, જાણ્યાં દ્રષ્ટાંતે સીદ્ધાંત;
માયાના ગુણને માયાના રૂપને, જાણે ભાગે નહી ભ્રાંત. ભણ્યા૦ ૧
મનનું શું રૂપ ચીતનું શું રૂપ, બૂદ્ધીનું શું રૂપ;
અહંકારનું શુ રૂપ હશે એવો, સોધો શું અંધારો કુપ. ભણ્યા૦ ૨
દસે ઇદ્રીના દેવતા સોધો, સોધો કોશને પ્રાણ;
તત્વો સોધોને વિશયો સોધો, તેથી શું કલ્યાણ. ભણ્યા૦ ૩
સોધી સોધીને બે ચીજ સોધે, નીતીને સત્ય શામ;
અન્ય રૂપ કરતાં મુળ રૂપ જાણે, મોક્ષ મળે મુકામ. ભણ્યા૦ ૪
વીદ્વતા દેખાડવા કારણે કૈં, કરે સાંખ્યાનો સોધ;
સૌ સોધ કરતાં શ્રેષ્ટ છે સમરણ, એ વ્યાસજીનો બોધ. ભણ્યા૦ ૫



## પદ ૧

ક્યું ચમકા વત નેંના એ રાગ.

ત્રષ્ણા કોની નવ છુટે, એ ભાઇરે. ત્રષ્ણા કોની નવ છુટે૦ ટેક

દેવ દાનવને માનવ સઘળા, માયામાં માંથા કુટે;
રીતીથી રેહેતાં વૈભોગ લેતાં, કદી રંગીલો ન રૂઠે. ઓ૦ ૧
દામને માટે દાટજ વાળે, પ્રપંચ પાપને જુઠે;
એવાં કુકરમનો કુંભ ભરાયો, એટલે ફુટ દેઇ ફુટે. ઓ૦ ૨
મોહ મચ્છર માયાનો રાખી, મીયાંજી ચોરે સુકે;
તો પછી સામટા હીસાબ સાથે, ચોરીલે અલ્લા ઉટે. ઓ૦ ૩
રાજદરબારે કાંતો વ્હેપારે, કાંનો લુટારા લુટે;
કાંતો વ્યાધીથી વૈદ હરીલે, સાંચ્યા ખજાના ખુટે. ઓ૦ ૪
અધ્રમનો અતી થાય ઉધારો, ચટ અન્યોદક ઊઠે;
મર્ણ વખત કુટાં કૃત કરેલાં, પામતાં વપુ વછુટે. ઓ૦ ૫
જમ કીંકરને હાથ પડે પાપી, ચામડી ચીમટે ચુંટે;
લક્ષ ચોરાશીના ગર્ભમાં ભેળે, પડતે મોઢે ભુંઠે; ઓ૦ ૬
પ્રપંચ મુકી પેંદા કરી કરે, સુક્રીત તે સહુ પુંઠે;
વ્યાસ વદે રણછોડ રટેતો, રણ છુટે હરી ત્રૂઠે. ઓ૦ ૭

---

પદ ૨

રાગ ઉપરનો.

માયા ન મુકે કેડો, પ્રભુજી મારો. માયાન મુકે કેડો ટેક
માયા મસ્તાની મોહ મદ વાળી, હળી કરેછે હેડો;
જંજાળી જાળમાં છુ વીકરાળમાં, નાવે છુટાનો છેડો. પ્રભુ૦
સાથ સહોદર લોભ લક્ષ્મીનો, રાખી ફરૂ તેડો તેડો;
છોડવા ચાહુ પણ છુટે ન છાંડી, મચી રહ્યોછે બખેડો. પ્રભુ૦ ૨
જસ ઇજ્જતને ડાહાપણ મોટાઇ, લાગ્યો તે કરવાનો નેડો;

બૂડતાની બાંહી ગ્રહો ગોવીંદજી, નીરભાગી ભાગ્ય ઉઘેડો. પ્રભુ૦ ૩
વ્હેવારનો વ્હેંની લાગેછે દેઃદશા, કરૂણા રૂપી જળ રેડો;
ઘર ઘરણીમા ઘુંચ્ચે ગયોછુ, મન મ્હો માયાથી ખશેડો. પ્રભુ ૪
આપની અમી દ્રષ્ટી થયા વિના કદી, નાવે નરકનો નવેડો;
વ્યાસ વલ્લભ વળી વળીને વિનવે, કીંકરનુ કષ્ટ ફેડો. પ્રભુજી ૫



## પદ ૩

રાગ ઉપરનો.

બેઠો કાળી ભોગદારી, ઓ ભાઇ રે; બેઠો૦ ટેક
ધણીને કેહેશે ધા ચોરને કેહેશે જા, હરી જનને કેહેશે જારી;
જારી જનના સૈ સ્નેહી થાશે, માર્યા જાશે બ્રમચારી. ઓ૦ ૧
વીહાર ગાશે ત્યાં હરખાશે, શીખશે રીત નઠારી,
રજસ્વળા વણ ગર્ભજ ધરશે, નવ વરસની નારી. ઓ૦ ૨
વામાને સૈ નર વસ્ય થવાના, હેત અતીશે વીચારી;
લેસાળી સાળુ બેનીને હાંસું, માતાને કાહાદશે મારી. ઓ૦ ૩
પાખંડી પુંજાશે ભક્ત ભચકાશે, જ્ઞાની ગોદા ખાશે ભારી;
બેટડો બાપની બેનને ભાંડશે‘ ખરાનો લે ઢોંગ ધારી. ઓ૦૪
શીષ્ય ગુરૂના સામો થવાનો, ગુણ જવાનો વીસારી;
જુઠ પ્રપંચને પાતક વધશે, ખરાની કેહેણી લાગે ખારી. ઓ૦ ૫
નાટા રંગ બંગ ઢોગનો ધામ ધુમ, હશે જ્યાં વાત વીહારી;
વ્યાસ વલ્લભ કહે ત્યાં સહુ થંભશે, વાપ્યો કળી મ્હાવીકારી. ઓ૦



## પદ ૧

### નાશ્રેના મેહેલનો રાગ.

રંકના રામજી દુખડાં કરનારારે, જયના કરનારારે;
સંસાર સાગરથી કાહાડોરે રામ ટેક
સંસાર સીંધુમાં ઝબોળા ખાઉંછુરે, તેમાં મધ્યર માત પીતારે
તે દંત દેછેને અંતજ લેછેરે, ભુરાડતાં નથી બીતારે. રંકના૦ ૧
માંનુંની મચ્છ થઇને ગળવાબેઠી છેરે;ભગની કાચબ થઇ ફોલેરે
ભાઇ ભમરોથઇ દાબેછે જળમાંરે,ભોજાઇ જળધુવવાટે બોલેરે.રં૦
સગાંરૂપી માહા મોઝા સંતાપેરે, જળના તરંગરૂપી જ્ઞાતીરે;
તેને ન ગણુતાં તાકુતરવાનુંરે, પણ મઘરઆગળ નથી છાતીરે.રં;૩
સીંધુમાં રાતેરેહેતાં કાંઇનથી બુડતોરે, તરવાની સત્તા તમે આપીરે;
તેમાં તરતાં મને આનંદથાય છેરે. પણ કનડેછે મઘર પાપીરે. રં૦૪
મછને તો ધાસ્તી દઇ વશ્ય બનાવુંરે, તેથી વશ્ય નબનેતો બાઝુરે
પણમઘર સંગે રૂશણું નફાવનુરે, રૂશણુંકરૂંનો પાછો લાજુરે.રં.
આવા દુઃખે દુઃખ્યો ભજવાનું ભુલ્યોરે, કોઇ મને મારગડોબતાવોરે
પ્રલાદનેસારૂ આવ્યાતા નાથજીરે, તેવા અનાથ વારે આવોરે. રં૦ ૬
મઘર મુખથી ગજને મુકાવ્યોરે, તેવો મને પણ મુકાવોરે.
નહીતો આપ વાતકરી દોશ દૈશતમનેરે, માટેહુંપાઝ્મપક્ષે ધાવોરે રં
જગમાં જણાવું તો હાંસી બહુ થાયછેરે, વ્હેરી તમાસોમારો જુએરે
વલ્લભકહે છાંનોરડતાં કોણરાખેરે, તમ વીના આંસુ કીયો લુહેરે.ર

---

## પદ ૨

### રાગ ઉપરનો.

જગતના દાતા વૈકુંઠ વાશીરે ઓ અવીનાશીરે;

ફાંશી છું કંગાલની કાઢોરે રામ. ટેક
ફંશોછું ફંદમાં ઘરબારી ગંધમાંરે, જંજાળી જાળમાં વીંટાયોરે;
દુનીયાંનો દરીયો તે નથી તરીયોરે, છોછવા છંદમાં છંટાયોરે. જ. ૧
વપુના કોટડીમાં કેદ કર્યો છેરે, છૈયાં રૂપી મેલ્યાં શીપાઇરે;
નાત જાતરૂપી જેલ બનાવીરે, બેડી બૈરીની પગમાંહીરે. જગત૦ ૨
તેમાંથી છુટવાનો છેડો બતાવોરે, માધવ માપ મારૂ માપોરે;
ઘટ ઘટ ઘનશામ વ્યાપી રહ્યાછોરે, માટે હું ઘટમાં મારગઆપોરે. જ૦
પંચ વીશયથી અળગો કરીનેરે, સપના વત સંસારમાં રાખોરે;
છેવટ સરણે લઇ લેજો સામળારે, અવીદ્યા હાલ કાપી નાંખોરે. જ૦૪
માગી માગીને માગુછું એટલુંરે, તેટલું ભાગ્ય કરો ઉદેરે;
વલ્લભ કેહેછે હરનીશ વ્યાપીનેરે, રમો રણછોડ મારે રૂદેરે. જ૦ ૫

---

પદ ૩

રાગ ઉપરનો.

પ્રેરણા કારક પ્રભુ વીશ્વના સ્વામીરે, અંતર જામીરે;
સૌ સભાને સુમતો આપોરે રામ. ટેક
દાસ તમારો દેશે દેશ ફરીનેરે, નીતીથી પેટ પાપી ભરતોરે;
તેમાંજગહીતધારી કડવાંવાયેક મારી,સુમારગ માટે ઉપદેશ કરતોરે. પ્રે
પણ કળયુગ પાપી રહ્યો બહુ વ્યાપીરે, તે બોધ લાગવાન દેતોરે;
સાંભળે તે વેળાસા શીખમાનેરે, પાછો કળી ભમાવી લેતોરે. પે૦૨
ભમી કુપંથ પેશી કહે બુરૂએસીરે, ફોગટ ફંદે જાયે ફુલીરે;
કાહાડે કુથલીયો જીભની જુડડીયોરે, બોધ બધોય બેસે ભુલીરે. પે૦૩
કોઇ કહે કથનીને કોઇ કહે સત્ય નીરે, કોઇ કહે લાલ્હરી ચલાવેરે;
કોઇકહે પેટ માટે ધંધો માંડયોછેરે, મતલબથી આપણને સમજાવેરે;

કો કહે કહેછે પણ,નહી હોય પાળતારે,કોઇ કહેમીથ્યા બીકબતાવેરે;
કો કહે જમડા કયાંછે કોકહે સાચું કયાંછે, જયાંત્યાં ગપાષ્ટકો ચલાવેરે.
કોઇધારેખોદણીને કોઇધારેજીભડીરે,કોઇનેતોવેણ વીખતુલ્ય લાગેરે
પંચવીશયથી મનડુ ભગાવુરે,પણ મોહીત જનનું મન ન ભાગેરે. પ્રે૦૬
કુકરમીની સંગે કહ્રુ કંટાળવારે, પણ તે કુબુદ્ધીનો મત તાણેરે;
અંધની પેઠે ભીંતે ભચકાઇ મરેછેરે, મ્હારૂ કહ્યું મશ્કરીજાણેરે.પે૦
એવો જુલમ બહુ જગમાં કળીનોરે, તેથી દલડુ મારૂ દુભાયેરે;
હૈયામાં એવીઇચ્છા અનીતીટળીનેરે,સનીતી કાંઇકરતાં થાયેરે.પે.૮
કડવું વદીનેઉલટો ઝહેરીથાઉ વીશ્વનોરે,તેમાં શુલ્હાણ મારેકાહાવેરે
પણકોઇ નીતીગ્રહે અનીતીટાળીનેરે, તોતે પુન્યનો ભાગઆવેરે.પે
એવી આશાથી હું શીખ દઉ સર્વનેરે, તે શીખશ્રોતાને મનાવોરે;
સૌનાપ્રેરકસ્વામી વલ્લભનાઠાકોરે, કળી કાઢી ઠેકાણે લાવોરે.પે

## પદ ૪

રાગઉપરનો.

ભકતોના ભુધરા દીનના દયાળુરે, કૃષ્ણ કૃપાળુરે
હું શેવકની સુધ્ય લેજોરે રામ ટેક
સાંભળો સામળા રંક તમારોરે, મ્હારૂ ન મળે બેલીકોઇરે;
ઝુલ્યો જંજાળમાં ભુલ્યો ગોપાળમાંરે, રહ્યો માયામાં ઘણોમ્હોઇરે ભ
ફંદમાં મરતો શેતાન કરેતોરે, નરહરી ભુલ્યો નાણુ વહાલુરે;
પણતુ દીધાવણ નથી ભરાતુરે, રેહેછે સદાયે ઠાલુ ઠાલુરે. ભ ૨
અતી અવગુણી અસુર સરખોરે, પણ તમ સાથે મનડુ લાગ્યુરે;
આજથી હરજી ફરીછે મરજીરે, કાંકપુર્વોનુ પુન્ય જાગ્યુરે. ભ
હવે મનમાન્યુ ભગવત ભજવારે, દુરગુણે દલડુ દુભાયુરે;
કુચીત કાપજોને સુચીત આપજોરે, તેમ પદકીંકરેસાહાયુરે ભ ૪

છો સત્ય સાથી અસત્ય મ્હારાથીરે, થતાં હોયતે આવાં કરજોરે
વલ્લભ વિનવે આશા તમારીરે, માટે હું મુસ્તકે કર ધરજોરે. ભ ૫



## ૫૬૧

પનીહારીની છાંયાનો રાગ *

રદીશમાં પોહોઢ પારણે, સુત હાલોરે
હાંઇ આવ્યો શા કારણે. સુત હાલોરે. ૧
ન જાણીશ જમવા રમવા; સુત હાલોરે.
કાં દમવાકે કાં ખમવા. સુત હાલોરે. ૨
આશા ન રાખીશ તાતની, સુત હાલોરે
રાખીશ નહી માત ભ્રાતની, સુત હાલોરે. ૩
એક જનમ કર્દા પોસશે; સુત હાલોરે;
બીજે કોણ સંતોસશે. સુત હાલોરે. ૪
સદા સંતોસે વિશ્વંભરો; સુત હાલોરે
અચળ પીતા તે છે ખરો. સુત હાલોરે ૫
તેતાત સાચો માનજે; સુત હાલોરે
આતાત મીથ્યા જાણજે. સુત હાલોરે ૬
તુ જાણીશ સગુ માહરૂ; સુત હાલોરે
લેવુ ધારશે સૌ તાહરૂ. સુત હાલોરે ૭
હાલ લડાવે લાડ અતી ઘણું; સુત હાલોરે
પછી જંપવા નહી દે ક્ષણુ. સુત હાલોરે ૮
મુજ સહીત ડુબશુ તને; સુત હાલોરે
કમાણી માગશું તુજકને. સુત હાલોરે ૯
માટે સમજી જાઓ બેટડા; સુત હાલોરે

મુળ તાતથી થયા છેટડા. સુત હાલેરે ૧૦
તે છેદ્ધ ભાગવા ભજે હરી; સુત હાલેરે
આ દાવ નહી આવે ફરી. સુતહાલેરે ૧૧
મુળ પદ પુરણ બ્રહ્મ ભજે; સુત હાલેરે
મનથી મીથ્યા માયા તજે. સૂત હાલેરે. ૧૨
પ્રાપ્તી થશે સુખ ધામની; સુત હાલેરે;
લ્યો શીખ વલ્લભ રામની. સૂત હાલેરે ૧૩

---

## પદ ૨
### રાગ ઉપરનો

જીવ રાજ નોહ્ય ગામ તમ તણુરે; પર દેશીછો,
રળવા આવ્યાછો વાર ક્ષણુરે. પર દેશીછો ૧
પ્રભુ પીતાયે મોકલ્યારે; પર દેશીછો;
પરઠણ ભુલતા જો અલ્યારે. પર દેશીછો. ૨
રળીને રોકડા ભેગા કરોરે; પર દેશીછો.
સદ ગુણી શેઠને ઘેર ભરોરે. પર દેશીછો ૩
સુકીત જર ત્યાં જમે થશેરે. પર દેશીછો
તુજ તાતને સ્થળ હુંડી જશેરે. પર દેશીછો ૪
લાભ લેઇ સુખ ઘેર જશોરે; પર દેશીછો.
તાતજી તણા વાહાલા થશોરે. પર દેશીછો. ૫
કદી ખોટ વ્હેપારમાં હશેરે; પર દેશીછો;
તમ પર હુકમ નામુ થશેરે. પર દેશીછો. ૬
પછી જશો ઘેર બાપનેરે; પરદેશીછો.
નહી પેસવાદે આપનેરે. પર દેશીછો. ૭

જુદા ઝટ કાહાડશે જીકથીરે; પર દેશીછો
લ્હેણુ દારોની બીકથીરે. પર દેશીછો ૮
પોતે ઘર રાખે નફીકરૂરે. પર દેશીછો
તગેડે આપી ઠીબ ઠીકરૂરે. પર દેશીછો ૯
કહે દેવુ વાળી આવજોરે; પર દેશીછો
ભેગા રહેવા લાભ લાવજોરે. પર દેશીછો ૧૦
રળ્યાને બોલાવે પ્યારથીરે; પર દેશીછો
દેવાળીયાને કાહાડે બ્હારથીરે. પર દેશીછો ૧૧
માટે રામ રૂપી રોકડા રળોરે; પર દેશીછો
પછી પીતાજીને ધામ પળોરે. પર દેશીછો ૧૨
આ દેહ દેશ પંચ ભુતનોરે; પર દેશીછો
તે દેવુ હક જમ દુતનોરે. પર દેશીછો ૧૩
કાયા માયાનુ ગામ ગણોરે; પર દેશીછો
આત્માનુ ગામ પરમાત્મા ભણોરે. પર દેશીછો ૧૪
તેથી લાભલ્યો રળીને રૂડોરે, પર દેશીછો
વ્યાસ વદે સમજોતો નહીં બૂડોરે. પર દેશીછો ૧૫



## પદ ૩

રાગ ઉપરનો

પ્રાણ લાલ શુ હરખાઇ ગયારે; મુસાફરછો
દેહ પોતાની માની રહ્યારે. મુસાફરછો ૧
બેઠાછો ભાડાની ગાડીયેરે; મુસાફરછો
દોછો ભાડુ દાહાડીયેરે. મુસાફરછો ૨
પરઠયું નઆપો જોકદીરે; મુસાફરછો

ઉતારી મુકે વાંક વદીરે. મુસાફરછો ૩
મુકશો ભાડાની ઠ્હેલડીરે; મુસાફરછો
છોડવિ પડશે કાયા છેલડીરે. મુસાફરછો ૪
પગ પીંડાં ભાગી જશેરે; મુસાફરછો
હાથ રૂપી ધુસરી બંધ થશેરે. મુસાફરછો ૫
પરઠણુ સૂધી રાખશેરે; મુસાફરછો
પછી ઉતારી નાંખશેરે. મુસાફરછો ૬
મીથ્યા માલીક શીદ થાવછોરે; મુસાફરછો
ઠ્હેવાર માંથી જાવછોરે. મુસાફરછો ૭
પંચ ભુતની આ દેહછેરે; મુસાફદછો;
તેના માલીકતો તેહછેરે. મુસાફરછો ૮
પારકુ પચાવવુ ધારશોરે; મુસાફર છો;
તો જખ પાછળ મારશોરે, મુસાફર છો. ૯
જો હોય તાહારી રોઢવીરે, મુસાફર છો;
તો ન પડે કદી છોડવીરે, મુસાફર છો. ૧૦
ભાડાનું ગાડુ અંગછેરે, મુસાફર છો;
વ્યાસ વદે સત્ય હરીસંગ છેરે, મુસાફર છો. ૧૧

---

## પદ ૧

કહું કલ્પના પરી. એ રાગ.

પેટપાપી ભરવાને ભુલાં તું ભમ્યો,નારાયણનામનેલગાર ન નમ્યો.ટે
જરજુવતીયે જીવ ધુંચાયો ઘણો,છેકાછેક છંદ લાગ્યો છોકરાં તણો
હરે [illegible] કૃષ્ણ તૂં કહે કર્યું અંભ્યો. નારાયણ૦ ૧
[illegible] રળવાતણી,ભલુભુડું ભાંખી લાવ્યોનાણું તૂં ભણી

કાળુ કરી હરીધન વ્હાલાંને ગમ્યો. નારાયણ૦ ૨
છેકાછેક છકી એક જોયુ સુખડુ, ભગવત ભજવામાં પડ્યું દુખડું;
કરી સેલ સપાટાને રંગમાં રમ્યો. નારાયણ૦ ૩
વપુતણા વીકારથી વીકારી થયો, સત્યસમાગમે જરા જાતે નગયો;
ખાટુ ખારૂ તીખુ ગળ્યુ સ્વાદથી જમ્યો. નારાયણ૦ ૪
કાઢી પરકુથલીને પાતક લીધું, ઉંચો હાથ કરી કાંઇ દાન ન દીધું;
સંત સાધુ બ્રાહ્મણોને દૈતડા દમ્યો. નારાયણ૦ ૫
લાગ્યો નાગો ટેક તોરો હુંપદ ધરી, ઘરની ઘરૂણી દેખાજાયછે મરી;
રાંડનો ટુંકારો ગાળ ખુશીથી ખમ્યો. નારાયણ૦ ૬
જીવ જતાંસુધીલાગીઆજીરે જંજાળ,ઘડીઆંડ ગોઠવીન ગાયારેગોપળ
કહેછે વલ્લભ જીવ લોભ ન સમ્યો. નારાયણ૦ ૭



પદ ૨

રાગ ઉપરનો.

જોલ્યા જીવ જનમીશું સુકીત ર્ક્યું,
ધુળધાણી ધક્કાખાધા ધ્યાન ન ધર્યું. ટેક
પ્રભુએ આ મુનશાદે અમુલ્ય દીધો,વળીગુણે ગુણ તારેગોવીંદેકીધો
લક્ષ ચોરાશીનું દુખ દયાળે હર્યું. જોલ્યા જીવ૦ ૧
ગર્ભથીછુટવા ગુણહરીના ગાયા,પ્રશવીને થયો પછી વ્હોચેલી માય
કુડને કપટ કરી ભાંણું તેં ભર્યું . જોલ્યા જીવ ૨
જયોત્યારેજીંવ્યોપછી;માયામાં મુઓ,જેટલો ભજ્યો તેટલોમોટેરોહુએ,
પર્માંરથ વાવર્યુંતે રળેલુ ઠર્યું . જોલ્યા જીવ ૩
માયા મસ્તાની ન મુકે,કોકાળે કેડો; ત્યારે તારો તરવાનો આવે નછેડો
ભજ્યા વિના રમ્યે જમ્યે જોબન ઝર્યું . જોલ્યા જીવ ૪

લક્ષન મળ્યાને ક્ષખે શ્વરીન થયો ; મ્હારૂ તારૂ કરી હેળે આયુશ ગયો
તાણી તો શી તારે તાર્ચે, જરા ન તર્યું. જોલ્યા જીવ ૫
મુંઢ મીથ્યા મોહ માયા માં મથીમરે, સપ્નાવત સંસારનો સ્વારથ કરે
તે કર્ચાંથી કહે કાર્ચ તારૂ શું સર્યું. જોલ્યા જીવ ૬
કદી કેશ સર્યું તોશું સાથે આવશે, લેઈજાય જોડે તોતે બોલ્યું ફાવશે
વલ્લભ કે તું રળ્યોને સગાંએ હર્યું. જોલ્યા જીવ ૭

---

## પદ ૧

નાટકના વણઝારાનો રાગ સાખી સાથે

અલ્યા ભજન વિનાનો તારો, બધો છુટી પડયો જનમારો;
લાગ્યો પ્રેમદા પૈસો પ્યારો, બધો છુટી પડયો જનમારો. ટેક
જીવ પડયો જંજાળમાં, ભક્તી મેલી દુર;
દુનીયાને દરિએ ડુબીયો, વધ્યું પાપનું પુર;
નહીં આવે તરવાનો આરો; બધો છુટી પડયો જનમારો
બાંધ્યો દોસનો ભારે ભારો; બધો છુટી પડયો જનમારો૦ ૧
મોહ લાગ્યો માયા તણો, કામ ક્રોધને લોભ,
ખાઇ પીને આરામ લેવા, ભક્તી મેલી મોભ;
એવો ઉડયો અધર્મી નડારો, બધોછુટી પડયો જનમારો૦
તણો ઘાલ્યો ઘરમાં કુધારો ; બધો છુટી પડયો જનમારો૦ ૨
વ્હાલાં છેયાં છોકરાં, વ્હાલી વ્હેવાર વાત;
જશ લેવા આ જગતનો, કરી કટી દીનરાત.
લાગ્યો હરીજનનો ખેલ ખારો, બધો છુટી પડયો જનમારો;
લાગે લુચ્ચાઇનો લ્હાવ સારો, બધો છુટી પડયો જનમારો. ૩

ભુંડાં કુડાં કૃત કરી, માને મનથી ઠીક;
કરે પાપનો પોટલો, તજી હરીની બીક.
જાણું કોણ મને છે પુછનારો, બધો છુટી પડયો જનમારો;
કર્યાં કર્યાં કુકૃત હજારો, બધો છુટી પડયો જનમારો. ૪
ભકતોને ન ઓળખ્યા, ન ઓળખ્યા સીધ સંત;
જેની તેની નીંદા કરી, ઝાલ્યો પાપી પંથ.
થયો જમપુરીમાં જનારો, બધો છુટી પડયો જનમારો;
વાત વલ્લભની વિચારો, બધો છુટી પડયો જનમારો. ૫

## પદ ૨

રાગ ઉપરનો.

ઝાલ્યો પાપતણો પંથ પ્રાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;
જો તું તારા કરમની કાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી. ટેક.
જનમ્યો માને ઉદરે, તે વેળા અજ્ઞાન;
ઉછરી થયો પંચ વર્શનો, લાગ્યુ રમવા ધ્યાન.
રમી જમી કર્યું ધુળધાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;
તેં તો પરણી પ્રેમદા આણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૧
તે પ્રેમદાના પાસમાં, ચોટયુ ચંચળ ચીત્ત:
ઘાટ ઘરેણાં ઘાલવા, ઢુડવા માંડયુ વીત.
વણ નાથ્યે ઘોચી ઘાલ્યો ઘાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
મુઓ તું તારે કરમે તાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૨
ઘાણી તાણ્યાં તન તોડીને, વોશઇ સુખને સ્વાદ,
હરામ ચસ્કો લાગીયો, ચડયો નઠારો નાદ.
તેવા નાદે વનીતા વીખાણી, સાચુ સમજ્યો નહીં સેલાણી;

જોવા આદરી રંગીલી રાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૩
પરણી શુ પ્રીત ઉતરી, પ્રગટયો પર શુ પ્રેમ;
નીતી છોડી શાસ્ત્રની, ઘણો ઘુચાયો તેમ.
તારી સુધ બુધ સહુ ગુચવાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી;
માંડયુ ઘરબાર નીતી જાણી; સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૪
સંસાર સાચો જાણીયો, આણ્યો એ પર પ્યાર;
રાત દહાડો રળી મુઓ, રાંડનું રણુ ભરનાર.
રંડા ભુંડણી તુલ્ય વીયાંણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;
જોઇ બચ્ચાં મતી મકલાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૫
વ્હેવારને વેંપારમાં, વધ્યો તુજ વિચાર;
સત્ય અસત્યને જાણવા, ન થઇ ઉરમી લગાર.
કરી નહી સુકરમ કમાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી;
લેવા આવ્યો કાળ તને તાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી. ૬
ઝાલ્યો જમના કીંકરે, કરણી જોઇ કપુત;
મારે માર મુગદળ તણો, ત્યાં નહી સુંદરી સુત.
તારી કોમળ કાયા કુટાણી; સાચુ સમજ્યો નહી સેહેલાણી;
ઉગે ઝાડ તો થાય એધાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી. ૭
ત્યાં તારૂ બેલી નહી, સગાં સાથ માબાપ;
તું ભોગવે કર્યું તાહારૂં, સહે પોતાને પાપ.
પાછો વેઠે ગરભની ખાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી;
મળ મુત્રની વેદના વેઠાણી, સાચુ સમજ્યો નહી સેહેલાણી. ૮
વારંમવાર દેહી ધરે, તોપણ નાવે પાર;
તે દુખનો દીન ટાળવા, સમજી લે સત્ય સાર.
સમજી સમરી લે સારંગ પ્રાણી, સાચુ સમજ્યો નહીં સેહેલાણી;

ખરી વ્યાસ વલ્લભની વાણી, સાચુ સમજ્યો નહી સેહેલ્લાણી. ૯

---

## ૫૬૩

રાગ ઉપરનો.

એક અરજ સાંભળ મ્હારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
જમકીંકરનો ભય ભારી, કેવી ગતી થશે જીવ ત્હારી. ટેક
મુળ માયામાં પડયો હતો, માગી લીધુ એમ;
અવનીમાં અવતાર દયો, ભક્તી કરવા પ્રેમ.
એવી માગી મનુષ્ય દેહ ધારી, કેવી ગતી થશે જીવ ત્હારી;
કહ્યુ હતૂ તે મેલ્યુ વિસારી, કેવી ગતી થશે જીવ તારી. ૧
પંચીકૃત ભુત લાવીયો, સંગે સારે કામ;
પંચ મ્હા ભુતછે તેહને, બનાવીયાં ગુલામ.
દેછે આકાશ અવકાશ સારી, કેવી ગતી થશે જીવ તારી;
ફરેવા હરવાની બલીહારી, કેવી ગતી થશે જીવ તારી. ૨
પ્રકાશ કરેછે દીન મણી, વ્યોમ વસી તુજ માટ;
શીતમાં કરે ઉષ્ણુતા, કરે શેવા પુર પાટ;
તેના પ્રકાશે સુખ રહે જ્યારી, કેવી ગતી થશે જીવ તારી;
સુખ લે છૈયાં છોકર નારી, કેવી ગતી થશે જીવ તારી. ૩
તારા સુખને કારણે, મ્હોટા કરતા શેવ;
બજવે બરોબર નોકરી, વશ રહી વરૂણ દેવ.
તને વરૂણ દેછે વારી, કેવી ગતી થશે જીવ તારી;
ન્હાવા ધોવાને સારી નઠારી, કેવી ગતી થશે જીવ તારી. ૪
ઉષ્ણ રૂતુમાં ઉકળે, વપુ વીકળ થાય;

તુને શીતળતા આપવા, વાયુ ઢોળે વાય;
તારૂં ઉષ્ણુ શરીર દે ઠારી, કેવી ગતી થશે જીવ તારી;
તેવી તને કરે સુખાકારી, કેવી ગતી થશે જીવ તારી. ૫
ભોમી ભારજ ઉચકે, સદા રહીને સ્થીર;
તુજ માટે રાખી રહે, અન ફળ નીરમળ નીર.
તે તૂ ખાઇપી ફરે ખુંખારી, કેવી ગતી થશે જીવ તારી;
તારા વપુમાં શક્તી વધારી, કેવી ગતી થશે જીવ તારી. ૬
પંચ ભુતછે તુજ દેહમાં, તે પણુ તારા દાસ;
પાડ તેનો તુજને, દેવું ચડે ચોપાસ;
માટે ભજ હરીને વિચારી, કેવી ગતી થશે જીવ તારી;
તને જમદુત નાંખશે મારી, કેવી ગતી થશે જીવ તારી. ૭
પડશે માર જમદુતનો, ત્યારે પ્રગટે ત્રાસ;
જ્ઞાન લઇને માંડીયા, લે ભજન અભ્યાસ.
રાખી અભ્યાસ ગા ગીરધારી, કેવી ગતી થશે જીવ તારી;
જો તું વ્યાસને વ્હાલા મોરારી, કેવી ગતી થશે જીવ તારી. ૮

## પદ ૧

જાળંધરમાં મનગમતા માવા. એ રાગ.

અણુ સમજુ ભકતો, ત્યાગી કહો છો તમે શાને;
હૈયો કર ન્યાય તકતો, આ પદ સુણતાં મન માને. ટેક
આ ઘર છોડયું છૈયાં છોડયાં, છોડી પરણી નારી;
માત તાતને ભ્રાત છોડયાં, નાતજ છોડી સારીરે. અણુ૦ ૧
દાઢી મુડાવી મુછ મુડાવી, શીશ મુડાવી બેઠા;
આ નાત છોડી પણ સાધુની, જમાતમાં જઇ પેઠારે. અણુ૦ ૨
ધોળાં કપડાંઓ ઉતાર્યાં, તે શું ત્યાગજ કીધો;

હતુ તેથી બમણું કીધું, રંગજ રાતો દીધોરે. અણ૦ ૩
જન્મ દીધો તે પીતા છોડયો, પણ તે બાપજ માપો;
ગાદી લેવા ગુરૂ કર્યાંતે, કીધો બીજો બાપોરે. અણ૦ ૪
આ તાતનું ઘર ગમ્યુ નહીં તે, આ ઘર મેલી ખશીયો;
ગુરૂ બીજો બાપજ કીધો, તેના મઠમાં વશીયોરે. અણ૦ ૫
ત્યાગી ત્યાગી તે શું કોહોછો, વિચારો મનમાંહી;
જનેતાના જાયા છોડયા, કીધા ગુરૂભાઇરે. અણ૦ ૬
જે જનેતાએ ઉછેર્યો, તેને અળગી કાઢી;
અભણને કોઇ માને નહી તે, કીધી વીદ્યા માડીરે. અણ૦ ૭
કદી કેહેશો ત્યાગી તેણે, છૈયા મેલ્ય છેટા;
પણ પાછા ચેલા મુડીને, કર્યાં જણ્યા વણ બેટારે અણ૦ ૮
મીલકત મેલી આ પીતાની, પણ લ્યો વાત વિચારી;
વારસ ગુરૂની ગાદીનો, થયો ધન ભોગ દારીરે. અણ૦ ૯
પ્રકરતી રૂપી નારી તે; સદા રહીછે પાસે;
તે કરતાં મૈથુન તાગ્યો, તેટલું કોઇ તપાસેરે. અણ૦ ૧૦
પણ સંસારીને નારી તે, પર શું રંગ ન રમતો;
નાઠાને ભુખ નહીં ભાગવાની, તેથી રે જીવ ભમતોરે. અણ૦૧૧
કદી સ્થીર રહ્યો ને મૈથુન, ત્યાગ કર્યું લ્યો ન્યાળી;
તે તાગ્યાથી મુક્તી મળેતો, વ્યંઢળ ભાયગ શાળીરે. અણ૦૧૨
દસે ઇંદ્રી દેહ તણીછે, તેમાં કેઇ દુર કથી;
ગુદ સ્થાન મળના કાડયો શું, લઘુ સંકા ના કીધીરે. અણ૦ ૧૩
હાથ ન હાલ્યો ચર્ણ ન ચાલ્યો, શું મોંઢે ન ભાંખ્યો;
કાંને શા દાટા માર્યા શું, ફોડી નાંખી આંખ્યોરે. અણ૦ ૧૪
શું વાસના ન લે નાસીકા, શું સ્વાદ જીભ ન જાણે;

ચામડી શું સ્પર્સન વરતે, જે પ્રતક્ષ પરમાણેરે. અણુ૦ ૧૫
સંસારી હતો ત્યારે, ધંધાને અર્થે ફરતો;
સામા પાસે પૈસા લેવા, મીઠુ મુખ ઓચરતોરે. અણુ૦ ૧૬
ત્યાગી થયો પણ તે રીતે, બોધ બીજાને દેતો;
પોતાના પંથમાં સરવે, પ્રાણીને તાણી લેતોરે, અણુ૦ ૧૭
કહોછો સંસાર છોડયો તે શું, સ્રષ્ટીમાંથી નાઠો;
રહી ક્ષુધા પીપાશા નીંદ્રા, આળસ મડ ભય માઠોરે. અણુ૦ ૧૮
અજ્ઞાનીઆમાંથી બગડયો, બગડી વાળ્યો ગોટો;
તેથી અનીતી તાગ્યોતો, સંસારી શો ખોટોરે. અણુ૦ ૧૯
હતુ તેવું બીજુ કીધું, શો મોહ નાંખ્યો ભાગી;
વ્યાસ વલ્લભ પુછે ભક્તોને, શાથી સમજ્યા ત્યાગીરે. અણુ૦ ૨૦



પદ ૨

રાગ ઉપરનો.

શુ બેઠો ત્યાગી, હતી તે ફેરવી રૂઢી;
જોજો જગ જાગી, નજર રાખીને ઉંડી. ટેક
કણુબી કોળીકે વીપ્ર, કેહેવાતો સંસાર વાશી;
નાશી ફેર કેહેવરાવે નામો, સાધુ કે સન્યાશીરે. શુબેઠે,૦ ૧
નાત નામછે સંસાર વિષે, તે નામને પરહરીયું;
વેશજ બદલી સાધુથઇને, જમાત નામજ ધરીયુંરે. શુબેઠો૦ ૨
બાપ શબ્દ છે સંસારીનો, તે શબ્દો ઉલટાવા;
નાઠેલા બોલે નહીં બાપા, નામ ધરાવ્યુ બાવારે. શુ૦ ૩
સંસારીએ બેટા શબ્દ, સંસારમાં રાખેલા;

નાઠેલ્લા તે બેટા શબ્દ, મુકી કેહેછે ચેલ્લોરે. શુ૦ ૪
ઘરમાંને ઘરમાં રેહેછે પણ, ઘર શબ્દ ફેરવીયો;
ન ફેરવેતો ન બદલ્લાયો, ઘરને મઠ ઠેરવીયોરે. શુ૦ ૫
આવા સૌ શબ્દો ફેરવીયા, તેથી તે શું ત્યાગી;
વ્યાસ વદેછે સમજો શાણા; શી ખોટી લ્હે લાગીરે. શુ૦ ૬

———<>○<>———

## પદ ૩

રાગ ઉપરનો.

ત્યાગી છે જેણે, અનીતીને ત્યાગ કીધી;
ઇંદ્રીયો તેણે, નીતી પુર્વક કામે લીધી. ટેક
કાન વડે સુણે સઉ સાસ્ત્રા, પરની દયા ન સુણે;
કરણ ઇંદ્રી તે જન તાગ્યો, સત્ય મારગ સદગુણેરે. ત્યાગી૦ ૧
નેત્રવડે જ્ઞાનીને નીરખે, મંદીરને મોરારી;
કુડુ કત નજરે ન નરખે, નેત્ર ત્યાગ નરનારીરે. ત્યાગી૦ ૨
રસનાથી રૂડા સ્વાદો લે, પણ મન મોહ ન પામે;
તો તે રસના ઇંદ્રી ત્યાગ્યો, નાવે પાતક નામેરે. ત્યાગી૦ ૩
નાસીકા ઇંદ્રીવડે લે, યજ્ઞ હોમ ની વાશા;
ચંદન પુષ્પ પ્રભુ ચરણનાં, તે જન તાગ્યો નાશારે. ત્યાગી૦ ૪
ત્વચા સ્પર્શ કરે સૂભ જનથી, ગુરૂ ચરણે લાગી;
અસુર શુ સ્પર્શ કરે નહીં, તે ત્વચાને ત્યાગીરે. ત્યાગી૦ ૫
મોઢેથી ન બોલે જુઠુ, નીંદા પરહરે છે;
સાચુ સદા બોલે મોઢે, મ્હોં ઇંદ્રીજીત તેછેરે. ત્યાગી૦ ૬
ગુદસ્થાને મળત્યાગ કરતાં, કોની નજરે નાવે;
કોનું દલ દુભાય નહીં તે, ગુદા ત્યાગી કાહાવેરે. ત્યાગી૦ ૭

પાતક કામે પગ દે પાછો, ધરમે આગળ ધાયે;
તેને પગ ઇંદ્રીનો ત્યાગી, સમજવો સહાયેરે. ત્યાગી૦ ૮
હાથવડે હંસા ન કરવી, પરધનને ન હરવું;
હાથેથી સુભ દાનો દેવાં, તેજ ત્યાગ આચરવુંરે. ત્યાગી૦ ૯
મૈથુન ઇંદ્રીએ કૃત કરવા, પરણી શું સ્નેહ લાગ્યો;
પરદારા શું સ્પર્શ કરે નહી; તે મૈથુની તાગ્યોરે. ત્યાગી૦ ૧૦
હેવી સહુ ઇંદ્રીઓ રાખે, અનીતીથી હાથી;
વ્યાસ વદે અનીતી તાગ્યો, તે જન જાણો ત્યાગીરે. ત્યાગી૦ ૧૧

---

## પદ ૪

### રાગ ઉપરનો.

સંસારીને શું, પ્રતક્ષ પ્રભુ નથી મળીયા:
મળીયા છે જેશુ, તેના લખાયા કાગળીયા. ટેક
હરીચંદ્રે પ્રતક્ષ દીઠા, દીઠા રાજા કરણે;
વીદુરજીને દરશન દીધાં. જે પોતાને સરણેરે. સંસારી૦ ૧
પ્રહ્લાદજીને સુધનવા તે, સુભ હતા સંસારી;
તે સઉને દરશન દીધાં છે, તે લ્યો વાત વિચારીરે. સંસારી૦ ૨
મોરૂ ધ્વજને સગાળશાને, દરશન દીધાં સ્વામી;
નરસઇ મેહેતાને મળીયાછે, પન્નીક અંતરજામીરે. સંસારી૦ ૩
એવા એવા ઘણા જનને, મળીયાછે મોરારી;
જનકવિદેહી મ્હા જ્ઞાની તે, પણ હતો સંસારીરે. સંસારી૦ ૪
સંસાર ત્યાગે મોક્ષ મળે તો, સંસારને સઉ છાંડે;
રામ સરીખા જગ સ્વામી સીતા શુ ઘર ના માંડેરે. સંસારી૦ ૫
પાંન્ડવ સતિયા તે સંસારી, નળ રાજા પણ તેવો;

કૃષ્ણ બળદેવ અકરૂડ ઉદ્ધવ, તેસહુ નો સાર લેવારે. સંસારી ૬
નંદ વસુદેવ દસરથરાજા, જુઓ સહુ સંસારી ;
તેવા સંસારીની શેવા, થી જનમ્યા મોરારીરે. સંસારી. ૭
રૂશી લોકો રણમાં રહેતા, પણ પત્નીયો પાસે;
ત્યાગ કરે મુક્તી મળે તો, સઉ સંસારી નાસેરે. સંસારી૦ ૮
ગ્રહસ્તી તુલ્ય ત્યાગીને મળીયા, નથી જણાતું કાંઇ;
મળ્યાછે સઉ સંસારીને, લેખ પુરાંણો માંહીરે. સંસારી૦ ૯
જો જીવડા હોય સંસારીતો, રળે રૂડીરીતે;
ધર્મ શાળાઓ ધામદેવનાં, બાંધે પુરણ પ્રીતેરે. સંસારી૦ ૧૦
પુન્ય કરે પરજીવને પોસે, સંસારી, સુખકારી.
વ્યાસ વદે સવળુ સમજેતો, ઉત્તમછે. સંસારીરે; સંસારી

---

પદ ૧

જો ઝપાટે જાયછેઆ , મનુશનો દેહ ;
સમ્જી કર જીવડાતુ, શામ સંગ સ્નેહ . ટેક
વારે વારે આવેન ઉત્તમ વર્ણમાં;
થાય પસુ પક્ષી તથાજાય નર્કમાં.
મોક્ષ પદ પામવાલે જ્ઞાન સત્ય જેહ . સમજી ૧
શાંનેશીશ કુટાવેછે લુટાવેછે લાંભ;
તેંતો ધાર્યુ ઉંડળમાં ધાલવાને આભ.
પણ તારૂં ધાલ્યુંન ધલાય સત્ય એહ . સમજી ૨
લક્ષ્મીનો લ્હાવો લેવા, દેવા દારાને.
કીયું ધાર્યુ થયું પુછ. બાપતારાને,
કદી ધાર્યું થયુ તો, શુ સાથે ગયુ તેહ. સમજી૦ ૩

સાથે તો શ્રી રામનામ, દામ નહીં સંગ;
સુણે જીવ રાખોને તો, તર્ત બેસે રંગ.
વરશે વાણી વ્યાસની, જેમ વર્સે બારે મેહ; સમજી૦ ૪

## પદ ૨

### રાગ ઉપરનો.

જીવડા જંજાળી જપ હરીતણો જાપ;
જન્મ મ્રત્યુ ભોગવે, તું ટાળ્ય તેનો તાપ. ટેક
ભોગવે તું ગર્ભવાસ ગંદા ગોબરા,
રહે દસ માસ દન દુખના નરા;
ત્યાંથી મુક્ત થાતાં પીડા, પામે છે તૂં આપ. જન્મ૦ ૧
જન્મી પાછો પીડા પામે, અંગ રોગની,
મોટો થયે પામે પીડા, વદભોગની;
મુળ બાપ મેલી બીજો કરવો પડયો બાપ. જન્મ૦ ૨
દ્રવ્ય પીડા પુત્ર પીડા, પીડા નારની;
નાત પીડા જાત પીડા, પીડાચારની;
તેવી પીડામાં પડીને ખાધી ભુલ થાપ. જન્મ૦ ૩
થાપ ખાધી પીડા વેઠી, વ્રદ્ધ થયો તું;
કર્યાં દુકરીત કર્યું સુકરીત શું,
કરી પુન્ય તર્ણનું, મેરૂની મારી ધાપ. જ૦ ૪
ચોરી કરે એરણની, સોયનું દે દાન;
તે શુ નથી સમજતો, બ્રહ્મ ભગવાન;
એક પુન્ય કરી કરે, કોટી કોટી પાપ. જ૦ ૫

એવો તું ધરમાત્મા, પરમાત્માળિએ;
પડી લક્ષ ચોરાશીમાં, સદા ૯ં ફરીએ;
વ્યાસ વાણી જાણી પાડ્યા, ભક્ત નામ છાપ. જ૦ ૬

---

## પદ ૩

રાગ ઉપરનો.

જો તૂં ધાઇ બાઇ ભાઇ શી વલે થશે;
ઐશ ખુબ ખાસડાં ત્યાં સૂખ ક્યાં હશે. ટેક
જેવું લેછે સુખ તેવુ દુઃખ જાણજે;
કરક્ષા બૈ કપુત ભાઇ સત્ય માનજે;
પંચ જે વિશય તેમાં, પાપ બહુ વસે. ખઇશ૦ ૧
જીભ તણો સ્વાદ, જોને માંછલે કીધો;
કાળરૂપ ઢીંમરે તો, જાળમાં લીધો;
ખોયો જીવ જીભ વડે તેવું બનશે. ખઇશ૦ ૨
શબ્દ સ્વાદ હરણને મીઠો લાગીયો;
પારધીએ બાણ મારી, પ્રાણ ભાગીઓ;
તેમ મરે શબ્દ સ્વાદ લેવા જે ધસે. ખઇશ૦ ૩
મૈથુનના સુખ સારૂ, ગજ રાજીયો;
કાગળની હાથણીને, ઓળે બાઝીયો;
સ્પર્શ લોભે ખાડ પડી, ટાંટીઆ વસે. ખઇશ૦ ૪
વાસનાના સ્વાદથી ભમર ભુલીયો;
પેઠો પુષ્પમાંહ્ય પછી દુખે દુલીયો;
તેમ સર્વે દુલે દુલ્યા પછી શું ખસે. ખઇશ૦ ૫

દીપકનું તેજ રૂપ જોઇને પતંગ;
જાય ધસી ઝાલવાને દગ્ધ થાય અંગ;
તેમ દુઃખ ભોગી જીવ, દુર ન હશે. ખઇશ૦ ૬
કાંતો બાઇ ભાઈ, પંચ વિશઇછે જેહ;
કહ્યા પંચ દુઃખી જીવ, તેથી જાદે તેહ;
વ્યાસ વાણી સત્ય જાણી, ઉતારો નસે. . ખઇશ૦ ૭

---

પદ ૧

જે રામ જે રામ જેજે રામ. એ રાગ.

માગુ સદા તમારૂ ધ્યાન, જે ભગવાન જે ભગવાન જેજે ભગવાન; ૧
મુકી મ્હેલ માયા હભીમાન, જે ભગવાન જે ભગવાન જેજેભગવાન.૨
મારી કસુર ન ધરશો કાન, જે ભગવાન૦ ૩
કીધા હશે બહુ નુકશાન. જે ભગવાન૦ ૪
જેવો તેવો તમ સંતાન, જે ભગવાન૦ ૫
ભુલ્યો ચુકયો છું નાદાન, જે ભગવાન૦ ૬
સમજો સેવકની સમાન, જે ભગવાન૦ ૭
આપો મુજને મુળ જ્ઞાન. જે ભગવાન૦ ૮
વલ્લભ માગે જીવતદાન. જે ભગવાન૦ ૯

---

પદ ૨

રાગ ઉપરનો.

પ્રભુ મોક્ષપદ સુખ ધામ, જે શામ જે શામ જેજે શામ. ૧

જેજે ગોવીંદજી ગુણ ગ્રામ. જે શામ ૨
નથી તુજ વણ ઠાલો ઠામ. જે શામ૦ ૩
છોજી કેશવ પુરણ કામ. જે શામ૦ ૪
જેણે લીધું તમારૂ નામ. જે શામ૦ ૫
તેને મળીયો મોક્ષ મુકામ. જે શામ૦ ૬
મુક્તી તુલ્ય નહીં આરામ. જે શામ૦ ૭
ટળે આવા ગમન ઉધામ. જે શામ૦ ૮
મટે પાપ તાપને વામ. જે શામ૦ ૯
માગે મુકતી વલ્લભરામ. જે શામ૦ ૧૦



## પદ ૩

રાગ ઉપરનો.

જેજે દીન બંધુ દયાળ. જે ગોપાળ જે ગોપાળ જેજે ગોપાળ. ૧
તમે ભકતોના પ્રતીપાળ. જે ગોપાળ૦ ૨
શોભાવી સ્રષ્ટી વિશાળ. જે ગોપાળ૦ ૩
તારી અકળીત છે ગટમાળ. જે ગોપાળ૦ ૪
મુને માની લેજો બાળ. જે ગોપાળ૦ ૫
ભણવા બેઠો તમ નિશાળ. જે ગોપાળ૦ ૬
આતો મોહ માયા વિકરાળ. જે ગોપાળ૦ ૭
આવી વળગ્યો છે જંજાળ. જે ગોપાળ૦ ૮
ટાળો મારો કુડો કાળ. જે ગોપાળ૦ ૯
લેજો વલ્લભની સંભાળ. જે ગોપાળ૦ ૧૦



## પદ ૪

રાગ ઉપરનો.

પ્રભુ જપીએ તમારો જાપ. જે માબાપ જે માબાપ જેજેમાબાપ. ૧
ટાળો ત્રીવીધીનો ત જેપ. માબાપ૦ ૨
પ્રભુ મોક્ષપદછો આપ. જે માબાપ૦ ૩
સઘળા ગુના કરજો માફ. જે માબાપ૦ ૪
નથો કરી તીલક કે છાપ. જે માબાપ૦ ૫
ઘણી ખાધી છે ભુલ થાપ. જે માબાપ૦ ૬
માપ્યુ નહીં જ્ઞાનીનું માપ. જે માબાપ૦ ૭
તેતો મોટી વાગી ધાપ. જે માબાપ૦ ૮
ટાળો આવાગમન અદાપ, જે માબાપ૦ ૯
કરો અનુગ્રે કોઇ સાપ. જે માબાપ૦ ૧૦
કાપો પતીતપાવન પાપ. જે માબાપ૦ ૧૧
સુણજો વલ્લભનો વિલાપ. જે માબાપ૦ ૧૨

---

## પદ ૧

વલ્લભ વીઠલ સીજી. એ રાગ.

મુળપદ વિશ્વના સ્વામી, પાવલીએ લાગુ;
આત્માના યંતરયામી, હું મુક્તી માગુ. ૧
હરીજન દુષ્ટઘું આપે, પાવલીએ લાગુ;
પડ ભર્યોછે મેં પાપે, હું મુક્તી માગુ. ૨
સત્ય સમાગમ [illegible] નથી, પાવલીએ લાગુ;
મુઓ છું વ્હેવારમાં નથી, હું મુક્તી માગુ. ૩

માયાની જાળે લીધો ઘેરી, પાવલીએ લાગુ;
લક્ષ ચોરાશી ફર્યો ફરી, હું મુક્તી માગુ. ૪
કોટાણુ કોટી કુબૂદ્ધી, પાવલીએ લાગુ;
મમનાથ લેજો મારી સુદ્ધી, હું મુક્તી માગુ. ૫
તન મન ધન અરપણ કરી, પાવલીએ લાગુ;
તમ ચરણે ચીત્ત ધરી, હું મુક્તી માગુ. ૬
જન્મ મ્રત્યુથી ઉગારો, પાવલીએ લાગુ;
આવા ગમનને નીવારો, હું મુક્તી માગુ. ૭
દેહ બેડી વેડી છુટ્ટે જ્યારે, પાવલીએ લાગુ;
આપ સરણે લેજો ત્યારે હું મુક્તી માગુ. ૮
વ્યાસ વલ્લભનું માગું એવું, પાવલીએ લાગુ;
સુદ્ધ્ય સેવકનું છે તેવું, હું મુક્તી માગુ. ૯



## પદ ૨

### રાગ ઉપરનો

પુરણ બ્રહ્મ પરમાત્મા, ઓ અચળ વાશી;
તમને અરપણ મમ આત્મા, છો અવીનાશી. ૧
પંચ ભુતોથી નીરાકારી, ઓ અચળવાશી;
જ્ઞાન સ્વરૂપ છો માહા ભારી, છો અવીનાશી. ૨
ત્રી ગુણે નીરગુણ સ્વામી, ઓ અચળ વાશી;
જ્ઞાન ગુણે અંતર યામી, છો અવીનાશી. ૩
આપ સ્વરૂપે સઉથી ન્યારા, ઓ અચળ વાશી;
જ્ઞાન ગતીથી સઘળે સારા, છો અવીનાશી. ૪

પરૂરતા છો અખંડી, ઓ અચળ વાશી;
અમર અજર માયા છંડી, છો અવીનાશી. ૫
તમે તુરીઆતીત આદી, ઓ અચળ વાશી;
અક્ષરા તીત નિરોપાદી, છો અવીનાશી. ૬
મનન પુજન કરીએ, ઓ અચળ વાશી;
એકાગ્ર ચીત્ત ધ્યાન ધરીએ છો અવીનાશી. ૭
મુક્ત થઇને મોક્ષ પામુ, ઓ અચળ વાશી;
જોએ વ્યાસને દાસ સામુ, છો અવીનાશી. ૮

## પદ ૧

### સ્તુતીનો રાગ.

સૌને અમારા રામ રામ, ઓ હરીજનો સૌને અમારા રામ રામ. ટેક
હું રે બ્રાહ્મણછું,સકળ સભાનોરે;
કૃપા રાખજો બધુંગામ. ઓ હરીજનો૦ ૧
વૈશ્નવ જનને, છે જેશ્રી કૃષ્ણરે;
વીપ્રોને દંડવ્રત પ્રણામ. ઓ હરીજનો૦ ૨
જેવી આવડી તેવી, કરી હરીચરચારે;
જયાં ત્યાં ગાયાછે ઘનશામ. ઓ હરીજનો૦ ૩
બોલ્યુ ચાલ્યુ મારૂં, માફ્જ કરજોરે;
મ્હેરબાની રાખજો તમામ. ઓ હરીજનો૦ ૪
જેવો આ પ્રેમ છે, તેવો વધારજોરે
મ્હારે તમ સંગે સદા કામ. ઓ હરીજનો૦ ૫
અંતરની આશાશ, દેઉછું પંચનેરે;

વૈકુંઠે થાજો શુભ ઠામ. એ હરીજનો૦
અમદાવાદનો હું, વીપ્ર મેવાડોરે;
વ્યાસ વલ્લભ નીજ નામ. એ હરીજનો૦

